# નિવેદન.

'જાગતો નવાબ' વાર્તા બાબુ વલીમુહમ્મદ સી. મોમિનની લખેલી છે જે અત્યાર આગમચ 'દીન' પત્રના હજારો વાંચકો જાણી ચુક્યા છે. કેમકે તેમણે 'દીન' પત્રમાં મહીનાઓ સુધી આ વાર્તાનો આનંદ ઉઠાવ્યો છે. 'દીન' પત્રમાં પુર્ણ થયા બાદ પુસ્તક રૂપે પ્રગટ થવાની માંગણી [illegible]

આ પહેલી આવૃતિ પુર્ણ થતાં ઇન્શાઅલ્લાહ બીજી આવૃતિ સુધારા વધારા સાથે બહાર પાડવામાં આવશે.

નિઝામુદ્દીન કુરેશી.

એક કાલ્પનિક નવલકથા.

# જાગતો નવાબ.

## પ્રકરણ ૧ લું.

### તકીશાહનો તકીયો.

" રાજ્યમાં અંધેર કહેવાતું હોય, પ્રજામાં બેદિલી પ્રસરેલી હોય, નાખુશીની ભીડ ચાલતી હોય એવા વખતે તમને રાત દિવસ શિકારમાં રહેવાનું ગમે છે એની મને તાજુબી થાય છે. આંહી તકીયા (ખાનકાહ—મઠ) માં મને જે સમાચારો મળે છે તે ઉપરથી હું કહી શકું છું કે તમારી પ્રજામાં ઘણો અસંતોષ છે. પ્રથમ જેમ તમે લાંબી લાંબી મુસાફરીયોમાં રહ્યા, મુસાફરીથી આવ્યા બાદ શિકારમાં રહ્યાં એટલે પ્રજા કંટાળી છે. હાકિમોનો ધર્મ પ્રજાને પાળવા પોષવા અને રક્ષવાનો છે. બાળકો દુખી હોય, પીડાતા હોય, ત્યારે માબાપ ચેન ઉડાવતા ફરે એ કયાંની રીત ?........પણ વિચિત્ર જમાનો આવ્યો છે, જે ન બને અને ન બનવું જોઇયે તેવું બનતું અને થતું મ્હારી વૃદ્ધ આંખો જોઈ રહી છે મને એક વૃદ્ધ તરીકે, તમારા હિતેચ્છુ અને ગુરૂ (મુરશદ) તરીકે, તમારા પિતાશ્રીના મિત્ર અને મંત્રિ તરીકે કહેવાનો હક છે એટલે આટલું કહું છું. ઇસ્લામે પણ નેકીની આજ્ઞા ( અમ્ર બિલ મઅરૂફ ) અને બદીની મનાઈ ( નેહી અનિલ મુનકર ) કરવાને આવશ્યક (લાઝિમ) ઠરાવેલ છે. એ વડે તો સમાજ સચવાય છે."

વૃદ્ધ ફકીર તકીશાહ પોતાના તકીયાની મુલાકાતે આવેલા ઐરાબાદના યુવાન નવાબ સઆદતખાનને ઉપર પ્રમાણે બોધ કરી રહ્યા હતા. તકીશાહ ત્રીસ ચાલીસ વર્ષ પૂર્વે ઐરાબાદના દીવાન પદે હતા. મરહૂમ નવાબ સાહેબ તેમને ઘણાં ચાહતા હતા અને તેમનું ઘણું માન જાળવતા હતા. મનમાં કાંઇ વૈરાગ આવવાથી તેઓએ ફકીરી લીધી અને ઐરાબાદની બહાર જંગલમાં તકીયો બાંધીને રહેવા લાગ્યા. ઐરાબાદના હાલના નવાબ સઆદતખાં તકીશાહના શિષ્ય હતા. તેમની ધાર્મિક ( દીની ) કેળવણી તકીશાહની પાસે થઈ હતી. નવાબ સઆદતખાંની કેળવણીની શરૂઆત દીની કેળવણીથી થઇ હતી. ખુદાના માણસો ઉપરના હક—( જે હકકુલ્લાહ કહેવાય છે )—માણસોના માંહો માંહોના અન્યોઅન્ય એક બીજાના હક-(જે હકકુલ ઇબાદ કહેવાય છે) હાકિમ અને રૈયત વચ્ચેના સંબંધ, પરસ્પરના હક, જશ ( નેકનામી ) અપજશ (બદનામી) થી થતી લાભ હાનિ, ખુદાનો ડર, કર્તવ્ય (ફરજ) ઈત્યાદીનું ઉચ્ચ શિક્ષણ તકીશાહે તેમને આપ્યું હતું. અને તેથી નવાબ સાહેબ સ્વભાવે અતિ નેક ભલા અને સમજુ હતા. પણ પાછળથી તકીશાહનો પરિચય ઓછો થતાં શિકારની લતે ચઢી ગયા હતા. આજે શિકારમાંથી પાછાં ફરતાં તકીશાહની મુલાકાતે આવ્યા હતા. નવાબ સાહેબ તકીશાહનું ઘણુંજ માન જાળવતા હતા, તકીશાહની રૂબરૂ તેઓ શબ્દ ઉચ્ચારી શકતા ન હતા. આજે ઉપર પ્રમાણેની નસીહત સાંભળી તેઓ સ્તબ્ધ થઈ ગયા, માત્ર શીશ નમાવી બેશી રહ્યાં, તેમની સાથે તેમનો એક મુસાહિબ હતો તેનાથી ચૂપ બેશી રહેવાયું નહીં, તેથી તેણે હાથ જોડી કહ્યું:—

"શાહ સાહેબ ! કેટલાંક અસંતુષ્ટ લોકોને બદગોઈની ટેવ પડી ગઈ હોય છે. દરેક પ્રકારનું સુખ હોય, કાંઇ વ્યાધિ ઉપાધિ ન હોય છતાં અવળું બોલવું અને નિંદા કરવી એ તેમની પ્રકૃતિ થઈ ગઇ હોય છે. રાજ્યમાં આપ કહો છો તેવું કશુંએ નથી સહુ

પુર્ણ અમન ચમનમાં છે; બેશક વરસાદની તંગીના કારણે વરસો ઉપરા ઉપર ખરાબ આવવાથી લોકોને કાંઇ ખમવું પડયું હશે પણ એ કુદરતી આફત છે. એના માટે નવાબ સાહેબ જવાબદાર હોય નહીં. શાહ સાહેબ! હું બેઅદબીની માફી માંગી કહું છું કે આપ સાંભળેલી વાત કહી જાણો, પણ અમે રાત દિવસ હજુરમાં રહેનાર હોવાથી છાતી ઠોકી કહી શકીયે છીયે કે અમારા નવાબ સાહેબ જેવી દયાળુ અને ગરીબ પરવર હસ્તી આટલા દેશમાંતો શું બીજે કયાંએ નથી."

નવાબ સાહેબને બદલે મુસાહિબને ઉત્તર દેતાં સાંભળી તકીશાહ બોલ્યા:—

" તમારા માલિક પ્રત્યે તમારા જેવા ખ્યાલ હોવા જોઇયે તેવા સાંભળી ખુશી થાય છે. પણ તેમની પુંઠ પાછળ તેમના વિષે હું એવું સાંભળું એ મ્હારી ખાસ ઇચ્છા છે. અને તેથીજ એવા અણુ-ગમતા વિષયની ચર્ચા મેં આંહી કીધી છે. દુષ્કાળ મરહુમ નવાબ સાહેબના વખતમાં પણ આવતા હતા, શિકાર તેઓ પણ કરતા હતા પણ રૈયત પ્રતિનો પ્યાર આબાદ હતો. આજે એવો 'પ્યાર' જોવા મ્હારી આંખો તલસે છે. શું તમે કહી શકો છો કે હાલ એ બન્નેમાં એવોજ પ્યાર હયાત છે?"

**મુસાહિબ**—" નવાબ સાહેબ પોતાની રૈયત પ્રતિ એવોજ પ્યાર ધરાવે છે એ હું હિમ્મતથી કહી શકું છું. રૈયતના મનમાં એવો પ્યાર છે કે નહિ એ કહી શકું નહીં, " પણ એમાં નવાબ સાહેબનો કસુર નથી:—

**તકીશાહ**—" રૈયતના મનમાં એવો પ્યાર કેમ ન હોય! લોહચુંબક લોખંડને ખેંચી ન શકે તો એ લોહચુંબકનો કસુર નહી?"

**મુસાહિબ**—"લોખંડમાં જો ભેળ થઈ ગયેલ હોય તો એ લોહચુંબકથી ખેંચાય નહીં એમ પણ બને."

**તકીશાહ**—" હા, એમ બને. પણ જ્યારે લોહચુંબકની ખામી અથવા કસુર સિદ્ધ થઈ ગયો હોય ત્યારે એનો દોષ લોખંડને દેવાય

નહીં. નવાબ સાહેબને રૈયત તરફ લક્ષ દેવાનો વખતજ ક્યાં છે ? લાંબો કાળ મુસાફરીયોમાં રહ્યા અને પછી શિકારે ચઢયા ! જુઓ રાજાની ખુશામદની હદ હોય છે. જે ખુશામદથી પોતાના માલિકનું અશ્રેય થતું હોય તેવી ખુશામદ અનિષ્ટ છે. વારૂ કહો જોઇએ, આ વર્ષમાં નવાબ સાહેબે કેટલી અરજીયો સાંભળી છે ? કેટલાંને દાદ આપી છે ? કેટલાંના દુઃખ નિવારણ કરી તેમની આંતરડી ઠારી છે ? "

મુસાહિબ ચૂપ થઇ જાય છે. નવાબ સાહેબ કહે છેઃ— "સત્ય છે. મુસાફરીમાંથી આવ્યા પછીનો મ્હારો સઘળો વખત શિકાર-માંજ પસાર થયો છે. પણ મ્હારા શિકારમાં રહેવાથી રૈયતને ખમવું પડયું હોય એવું હું સમજતો ન હતો. મેં દરેક કાર્યના માટે ઉંચામાં ઉંચી કેળવણી પામેલા સંસ્કારી અમલદારો ગોઠવી દીધાં છે. સર્વ કારભાર મેં તેમને સોંપી દીધો છે. મને તેમના ઉપર પુર્ણ વિશ્વાસ છે. રૈયતના સુખના માટે મને જે કાળજી હોય તે કાળજી તેમને છે એમ હું માનું છું. હું આપ આગળ જુઠું બોલી શકું નહીં. કામમાં મ્હારો જીવ લાગતો નથી–ચિત્ત ચોટતું નથી એટલે શિકાર વડે મન રંજન કરૂં છું. સહુ આનંદોમાં શિકાર નિર્દોષ આનંદ છે એમ હું માનું છું. જો હું શિકારમાં વખત ન ગાળું તો કરૂં શું ? 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ કહેવત કાંઈ જુઠી નથી."

**તકીશાહ**—" નવરા શામાટે રહેવું ? રૈયતની સેવાના કામ ક્યાં ઓછાં છે ? સેવાના કામમાં આનંદ લેતાં શીખો, જે માછલી પાણીમાં આનંદ માનવાને બદલે પૃથ્વી ઉપરના આનંદ લેવાની લાલસા કરે તે પોતાના મોતને આમંત્રણ કરે છે. પૃથ્વી ઉપરનું 'પ્રાણિ પાણીની અંદરના આનંદની ચાહના કરે તો તે પણ પોતાના મોતને નોતરે છે. એવી રીતે રાજાનો આનંદ રૈયતની સેવામાં રહ્યો છે, કારણકે પરવર દિગારે રાજાને એટલાજ માટે પેદા કર્યો છે. માટે જો રાજા એમાં આનંદ માનવાને બદલે અન્ય સ્થળે આનંદ શોધે તો તે પોતાની પડતીને પાસે બોલાવે છે. જે કામ જાતે કરવાના હોય તે

બીજાને સોંપાયાથી શ્રેય થાય નહીં. રૈયત બીજાઓના હાથે લાભ પામવાને બદલે પોતાના રાજાના હાથે થયેલું નુકશાન ઉપાડવા વધારે રાજી હોય છે............શિકાર કરો, શિકારની ના નથી, પણ શિકાર એકારોની કામગીરી છે એટલું યાદ રાખો. નવરાશના વખતે શિકાર કરવામાં બેશક હરકત નથી, પણ કામગીરીને શિકાર પાછળ કુરબાન કરવી ન ઘટે, એટલોજ મારો ભાવાર્થ છે. હું સાંભળું છું કે તમારી દેખરેખની ખામીને લીધે રાજ્યના અધિકારીઓ સ્વતંત્ર અને સ્વચ્છંદી બન્યા છે, જેમ આવે તેમ વર્તે છે અને તેથી રૈયત હેરાન થાય છે."

**નવાબ સાહેબ**—"મ્હારા અધિકારીયો પોતાનું કર્તવ્ય ભુલે એવા હોય તો ખરેખર એ નવાઈની વાત છે, ઉંચામાં ઉંચી કેળવણી લીધેલા અધિકારીયોને મેં જુમ્મેદારીના કામ સોંપ્યા છે. એવાઓમાં એવી ખરાબી માનતાં હું અચકાઉં છું."

**તકીશાહ**—"તમે પણ ઉંચામાં ઉંચી કેળવણી લીધી છે, પોતાના કર્તવ્યને સમજો છો, છતાં જેને તમે પોતાનો આનંદ માન્યો છે, એની ખાતર પોતાની ફરઝને ચુકો છો. ત્યારે બીજાઓ પોતાની ફરઝ ચુકે તો એમાં શું નવાઇ જેવું છે ?"

**નવાબ સાહેબ**—"પણ એવું કશું મ્હારે કાને આવ્યું નથી."

**તકીશાહ**—"તમે જોવા સાંભળવાને તૈયાર હો ત્યારે આવે ને ? માટે **જાતે જુઓ અને ઈન્સાફ કરો.** મેં જે સાંભળ્યું હતું તે સંભળાવી દીધું છે. તમારી ગેરહાજરીમાં છાપાઓ ઉપર જાપ્તા મુકાયા છે, કેટલાકના જામીન લેવાયા છે, સ્વતંત્ર ટીકાઓ કરનારા ભણેલા ગણેલા લોકોને પરહેજ કરવામાં આવ્યા છે અને તેથી હોહોકાર વધી ગયો છે. છાપાઓ કે ભાષણ કર્તાઓ જો ખોટી ટીકા કરતા હોય તો તેમને કરવા દયો. વખત–સમય તેમનું ખોટાપણું સાબીત કરશે. જો તેમની ટીકાઓ ખરી હોય તો તે ઉપર ધ્યાન દયો, પણ ઇસ્લામે જે "અમ્ર બિલ મઅરૂફ" (નેકીની આજ્ઞા) અને "નેહી અનિલ મુનકર" (બદીની મનાઈ) નો દરવાજો ખોલ્યો છે તેને બંધ ન

કરો, એતો ઉલટાં તમારા સ્હાયક છે. તેમને દાબી દેવામાં લાભ નથી. છાપાઓની સ્વતંત્રતા છીનવી લેવાથી અથવા બોલવાની છુટ ઉપર અંકુશ મુકવાથી બદનામી વધે છે, માટે એ બધું જાતે જુવો."

નવાબ સાહેબને ધર્મના સંસ્કાર ન્હાનપણાથી પાડવામાં આવ્યા હતા, સ્વભાવે નેક હતા, તકીશાહ ઉપર તેમને આસ્થા હતી એટલે તુરત તેમને ગળે આ નસીહત ઉતરી અને તેથી બોલ્યા.

" આપ મ્હારા ગુરૂ છો. આપની આજ્ઞા પાળવી મ્હારી ફરઝ છે. મરહુમ પીતાશ્રીએ મર્ણ પથારીએ મ્હારો હાથ આપનેજ સોંપ્યો છે. આપ થકી મને સદ્બોધનીજ આશા છે, એટલે હવેથી હું આપની નસીહત પ્રમાણે વર્તવાની, જાતે કામ કરવાની અને જાતે જોવાની ટેવ પાડીશ. શિકારની રમત ઓછી કરી નાંખીશ. આપ મ્હારા માટે દોઆ કરશો કે ખુદા મ્હારી નેક મુરાદને પુરી પાડે."

**તકીશાહ**—"શાબાશ છે. મને પણ તમારાથી એવીજ આશા હતી. તમારાથી હું કદી નિરાશ થયો નથી. જે રસ્તે ચઢવા માંગે છે તેને હમેશાં ખુદા રસ્તો બતાવે છે અને તેના દરેક કાર્યમાં તેને સ્હાય આપે છે." પછી નવાબ સાહેબ તકીશાહની હજુરમાં બે હજારના નોટ નજરાણું ધરે છે તકીશાહ લેવાની ના પાડે છે:– " તમે મ્હારા શિષ્ય છો. મે તમને બોધ કર્યો છે અને હજુ કરવો છે માટે હું એ રકમ નહીં કબુલું, કારણ કે જે લુગડાને મધ વળગ્યું હોય તે લુગડું માંખો ઉરાડી શકતું નથી. પણ હા જો તમારી ઈચ્છા હોય તો તમે તે રકમ કુવા ગળાવવાના કામમાં વાપરો. હાલ કુવાના પાણી ઉંડા ગયા છે, પાણીની તંગીનો લોકોમાં ત્રાસ છે, અનેક નવા કુવાઓ ખોદાવવાની જરૂર છે માટે એ કામમાં ખરચો જેથી લોકોને પાણીની રાહત મળે અને તમને સવાબ પહોંચે. ઈસ્લામમાં તેમ દરેક ધર્મમાં એ કામનો સવાબ ( પુન્ય ) ઘણો રહેલો છે."

**નવાબ સાહેબ**—" ઘણી ખુશીથી ગમે તેટલું ખરચ થશે તોપણ હવે હું એ સર્વ કામ હાથ ધરીશ. હવેથી ઈન્શાઅલ્લાહ મ્હારી ગફલત વિષે આપ કશું સાંભળશો નહીં."

**તકીશાહ**—" શાબાશ છે. ખુદા કુરઆને શરીફમાં ફરમાવે છે કે ખુદા નેકી કરનારા અજર ( બદલા ) ને બરબાદ કરતો નથી."

પછી નવાબ સાહેબ નમસ્કાર કરી ત્યાંથી વિદાય થાય છે અને રાજ્ય મહેલમાં પધારે છે.



## પ્રકરણ ૨ જું.

### દીવાન સાહેબ સાથે મસલેહત.

" મ્હારા રાજ્યમાં અંધેર કહેવાય છે, પણ અંધેર શાથી કહેવાય છે એ કાંઇ સમજાતું નથી. મેં કાંઈ નવા કર વેરા નાંખ્યા નથી, મરહૂમ પિતાશ્રીના વખતના રાજ્ય બંધારણમાં કાંઇ ફેરફાર કર્યો નથી છતાં પ્રજામાં બેદિલી શાથી પ્રસરેલી હશે ? મ્હારા માનવા પ્રમાણે પ્રજા દરેક રીતે સુખીછે, કોઇને કાંઈ રંજાડ નથી છતાં શાહ સાહેબે એ પ્રમાણે શા માટે કહ્યું હશે ? વરસાદની તંગીના કારણે નાણાંની ભીડ છે. તોપણ રાજ્યની સારી સીલક બેન્કમાં અનામત પડેલી છે. રાજ્યમાં ઉંચામાં ઉંચી કેળવણીના અધિકારીયો ગોઠવી દીધા છે તોપણ અંધેર ! એ તાજુબીની વાત છે, કદાચ હું મુસાફરીયોમાં અને શિકારમાં રહ્યો એ ઉપરથી એવું વાતાવરણ બંધાયું હોય."

ઉપર પ્રમાણે વિચાર કરતાં નવાબ સાહેબ મહેલમાં બેઠા હતા. કે દીવાન સાહેબ પધાર્યા, નવાબ સાહેબે દીવાન સાહેબને તકીશાહ સાથેની મુલાકાતની હકીકત કહી; મુસાહિબ દીવાન સાહેબને એ હકીકત કહી આવ્યો હતો તેથી દીવાન સાહેબ વાકેફ હતા પણ તેઓએ પોતાની વાકેફગારી છુપાવી નવાબ સાહેબને નીચે પ્રમાણે ઉત્તર દીધો.

" **નામદાર સાહેબ** ! અંધેર વિષે આપ જેટલા અજાણ્યા છો તેટલો હું અજાણ્યો છું. કારણ કે અંધેર જેવું કાંઇ આ રાજ્યમાં

છેજ નહીં. વાનપ્રસ્થ થએલાં તથા ધર્મધ્યાનમાં લીન રહેનારા તકીશાહ જેવા ફકીર ત્યાગીને કાન સુધી એવી હકીકત જાય અને અમે અજાણ રહીયે એવું તો ન બની શકે. બેશક કેટલાક છાપાંઓ વાળા કાલાં કાલાં ઉહાપોહ કરી રહ્યા હતા. પણ તે એટલા માટે નહીં કે રાજ્યમાં અંધેર હતું. એવા ઉહાપોહથી તેમનો સ્વાર્થ સંધાય છે. કેટલાક બે દરકાર ઉદ્દામ જવાનીયાઓ અયોગ્ય શિક્ષણના કારણે ધાંધલીયા માર્ગે ચઢયા હતા, તેઓ આંહી ત્યાંહી ફરિયાદીના ખ્યાલી કારણો ઉભા કરી ધાંધલ મચાવતા હતા. જ્યારે તેવાઓને દાબી દેવા રાજ્ય તરફથી ચાંપતા ઉપાયો લેવાયા ત્યારે કેટલાંક તેમનો પક્ષ કરી રાજ્યને વગોવવાનો ધંધો આદરી બેઠા. જ્યાં જ્યાં અસંતોષ અને અશાંતિ હોવાનું કહેવાય છે ત્યાં ત્યાં ખરી રીતે અસંતોષ અને અશાંતિ હોતાં નથી પણ ઉદ્દામ છાપાઓ એવું હોવાનું જાહેર કરી લોકોને અવળે માર્ગે ચઢાવે છે. પરંતુ આપણા રાજ્યમાં તો હવે એમાંનું કશું નથી. મેં છાપાંઓ ઉપર સખત જાપ્તા મુકાવ્યા છે, છાપાંઓ બંધ કરાવ્યાં છે, કેટલાંક છાપાંના અધિપતીયોનાં જામીન લેવરાવ્યા છે અને ઘણા ખરા ધાંધલીયાઓને ખાસ ઘડેલા કાયદાની રૂએ પરહેજ કરાવ્યાં છે. હવે જે છુટા છવાયા બચી ગયા છે તે અંધેર અંધેરની બૂમો મારે છે તેમજ આપણી હદ બહારના છાપાંઓ એ વિશે ચુંથણા ચુંથે છે અને આપણી વગોવણી કરે છે. એવી કોઈ હકીકત શાહ સાહેબને કાને આવી હશે તે ઉપરથી તેઓએ આપ નામદારને એ પ્રમાણે કહ્યું હશે. બાકી એથી વિશેષ એમાં કાંઇ વજૂદ જેવું નથી."

**નવાબ સાહેબ**—"ત્યારે શું આપણા રાજ્યમાં છાપાઓ તદ્દન પ્રગટ થતાંજ નથી?

**દીવાન સાહેબ**—"એવું હોય નામદાર? જે છાપાંઓ રાજ્યપક્ષિ છે અને પ્રેસ એકટને અનુસરે છે તે બરાબર પ્રગટ થાય છે. માત્ર પ્રજાપક્ષિ છાપાંઓ બંધ થયા છે અને તેથી સર્વત્ર શાંતિ છે."

**નવાબ સાહેબ**—" પ્રજાપક્ષિ છાપાંઓ જે બંધ કરાવવામાં આવ્યાંછે અને જે ઉદ્દામ ધાંધલીયાઓને પરહેજ કરવામાં આવ્યાં છે તેઓ રાજ્ય વિશે શું અને કેવા પ્રકારની ટીકાઓ કરતા હતા ? મ્હારા તો એ જાણવામાંજ આવ્યું નથી ! ! "

**દીવાન સાહેબ**—" મને આપ નામદારની રૂબરૂ એ નિવેદન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ન હતો. પણ એ સર્વ મેં એક લેખિત રીપોર્ટથી રોશન કીધેલું છે. તે રીપોર્ટ આપ નામદારના વાંચવામાં આવ્યો હોય એવું લાગતું નથી. તેઓ કશી મુદ્દાની કે સિદ્ધાંતની ટીકા કરતા ન હતા. તેઓ તો આપ નામદારની જાત ઉપર હુમલા કરતા, અને બિન પાયાદાર સાધારણ બીનાઓને અવળું સવળું રૂપ આપી અસંતોષ ઉત્પન્ન કરી અરાજકતા પ્રસારવા માંગતા. અરાજકતાનું પરિણામ કેટલું ભયંકર આવે એ આપ નામદાર સારી પેઠે સમજો છો. "

**નવાબ સાહેબ**—" મ્હારી જાત ઉપર શું હુમલાઓ કરતા ? "

**દીવાન સાહેબ**—" એ સર્વ માલ વગરની વાત છે. આપ નામદારે રસ લેવા જેવી નથી, અમે તેવાઓને પુરેપુરાં પહોંચી શકીએ છીયે, આપ તદ્દન નચિંત રહો, પ્રભુએ તમને મોહટાં બનાવ્યાં છે તે મોહટાં રહો, એવી ન્હાની વાતોમાં ન ઉતરો, એથી આપને ઉલટો રંજ થશે. "

નવાબ સાહેબ વિચારમાં પડી જાય છે અને કહે છે:—" મને કશો રંજ નહી થાય. હું એ જાણવા માગું છું. "

**દીવાન સાહેબ**—" આપ રાજ્યના કામમાં કાંઇ રસ લેતાં નથી, રાત દિવસ શિકારમાં અને તાયફાઓના ગાનતાનમાં રહો છો. દુકાળ જેવું છે છતાં પ્રજાનો પૈસો બે દરદીથી ઉરાડો છો, વિગેરે વિગેરે બિન પાયાદાર હકીકતો છાપી નાંખી અસંતોષ પ્રસારતા. "

નવાબ સાહેબ વળી વિચારમાં પડી જાય છે. તેમને ખરેખર રંજ થાય છે. હું પ્રજાનો પૈસો કયાં ઉડાવું છું ? તે પૈસો મ્હારો

છે. તે મને મ્હારા કાળાકાળના હકથી પ્રાપ્ત થયો છે તે ખરચું છું. બેશક પ્રજાને આ ઉંધું શિક્ષણ અપાય છે અને તેવું શિક્ષણ અટકાવવુંજ જોઈએ એવું તેમના મનમાં ઉગી આવે છે. પણ તકીશાહનો બોધ તેમના મનમાં તરી આવેછે. તેઓએ છાપાઓના જાપ્તા દૂર કરાવવા ભલામણ કીધી હતી એ તેમને યાદ આવે છે. તકીશાહ મહાન પુરૂષ છે. તેમની સલાહ અને ભલામણ મ્હારા હિતનીજ હોય એમ તેમને ખાત્રિ હોવાથી, તથા પોતે રાજ્યના કામમાં બેદરકાર હતા એ વાત ખરી હોવાથી બોલ્યા:—

"હું રાજ્યના કામમાં કશો રસ લેતો નથી અને રાત દિવસ શિકારમાં રહું છું એ વાત ખરી છે. બેશક નાયકાઓના ગાનતાન તો લાંબા વખતથી બંધ છે, એટલે એ ખોટું છે. વળી હું મ્હારો પૈસો ખરચું છું, પ્રજાનો પૈસો ખરચતો નથી. તો પણ એટલા ઉપરથી એ છાપાઓ બંધ કરાવવામાં આવે અને એવું કહેનારાઓને પરહેજ કરવામાં આવે એ વધારે પડતું છે."

**દીવાન સાહેબ**—"નહીં! એ પગલું વ્યાજબી છે. તેમનાથી એવું છાપી શકાયજ નહીં. કારણ કે એવી હકીકતોથી પ્રજા ઉશ્કેરાય છે, અને અશાંતિમાં પરિણામ આવવાનો ભય રહે છે. લોકોની સહીસલામતી અને શાંતિની સંભાળના કારણે એ જરૂરી છે."

**નવાબ સાહેબ**—(કાંઇ ઉંડો વિચાર કરી) "એ ખરૂં છે. પણ જો અશાંતિ અને બદ અમનીથી લોકોને બચાવવા હોય તો જે કારણે ટીકાઓ થઈ હોય તે કારણો દૂર થવા જોઈયે. ન્યાયની વાત પુછતા હોતો એ છે. ઉલટો ચોર કોટવાળને દંડે એમ તો નજ બનવું જોઈયે. આપણે આપણા સ્વાર્થની ખાતર ખુદાએ આપેલી હકુમત અને સત્તાનો લાભ લઈ ન્યાયને બાજુએ મુકી એ પ્રમાણે વર્તીયે તો કોઇ આપણો હાથ પકડનારૂં નથી. પણ જો હું રાજ્ય કામથી બેદરકાર હોઉં અને મને બેદરકાર કહેવામાં આવે તો એમાં એવું કહેનારાનો દોષ શો હોઈ શકે? જો હું તેવું કહેવરાવવા ન ચાહતો હોઉંતો મ્હારે બે દરકાર ન રહેવું જોઇયે."

**નવાબ સાહેબની** આ દલીલની દીવાન સાહેબને તાઅજુબી થાય છે. તકીશાહે નવાબ સાહેબનું મન તદ્દન ફેરવી દીધું હોય એવી તેમને ખાત્રિ થાય છે. આથી તે તકીશાહના આત્મ પ્રભાવને મનમાંને મનમાં વખાણે છે ને કહે છેઃ–

"એ સત્ય છે નામદાર! પણ એ નીતિથી રાજ્ય કામમાં ઘણાં વિઘ્નો નડવાનો સંભવ ઉભો થાય છે."

**નવાબ સાહેબ**—"શું સત્ય નીતિથી વિઘ્નો ઉભાં થાય? એવું તો કેમ મનાય?

**દીવાન સાહેબ**—"રાજ્યની શાસન પદ્ધતિ (સિયાસત) લાંબા કાળના અનુભવ ઉપર રચાએલી છે. તેમાં સિદ્ધ થએલું છે કે કોઇપણ ભયની વસ્તુને ખીલતાંજ કચડી નાંખવામાં શ્રેય છે. ન્હાનું ઝાડ જડમુળથી ઉખેડી શકાય, પણ મોહટું થએ એ ઘણું મુશ્કેલ થઈ પડે. સ્વતંત્રતાનો જે વાયરો શરૂ થયો છે તે ખરેખર સ્વછંદતાનો વાયરો છે. લોકોએ મર્યાદા મુકી છે. કશા વિવેક વિના, ન્હાના મ્હોટાના દરજ્જાના ખ્યાલ વિના જેમ આવે તેમ બકી કે લખી મારી ઉશ્કેરણી ફેલાવવામાં પોતાની શોભા અને શુરાતન માનેલ છે. માટે શાસન પદ્ધતિ સિદ્ધ નીતિ એજ સત્ય છે."

**નવાબ સાહેબ**—"પણ એ અસત્ય પદ્ધતિ છે. મને અમારા ઈસ્લામી તવારીખમાંનો એક પ્રસંગ યાદ આવે છે. હઝરત મૌલા અલી (અ૦) "સિફ્ફિન" નું જંગ જીત્યા ત્યારે તેમણે વિજયના સમાચાર મદીને મોકલવાનો વિચાર કીધો. મદીને જવા 'ઇબ્ને મુલજીમ' નામનો માણસ તૈયાર થયો. આ ઈબ્ને મુલજીમ હઝરત મૌલા અલી (અ૦) નો કાતિલ હતો. મૌલાએ તેને તૈયાર થએલો જોઇ રમુજમાં કહ્યું:–"ઇબ્ને મુલજીમ! ત્હારી તલવારમાંથી મ્હારા લોહીની વાસ આવે છે." (ભાવાર્થ એ હતોકે તું મને કતલ કરનાર છે) ઈબ્ને મુલજીમે કહ્યું:–"યા મૌલા! આપ એ શું ફરમાવો છો? અત્યારે ને અત્યારે મ્હારી ગરદન અને ધડ જુદું કરો." હઝરત

મોલા અલી (અ૦) એ ઉતર દીધો " જ્યાં સુધી તેં એ કામ કીધું નથી ત્યાંસુધી હું એનો કિસાસ (બદલો) લેવાનો અધિકારી થતો નથી " અર્થાત તે ત્યાંથી જાય છે. મદીને પહોંચે છે અને જ્યારે મોલા મદીને પધારે છે ત્યારે મોલાને મદીનાની મસજીદમાં નમાઝ ભણતા હોય છે ત્યારે એજ તલવાર વડે કતલ કરે છે. માટે હું ભયની વસ્તુને ઉગતાંજ નાશ કરવાની નીતિને અસત્ય નીતિ કહું છું. એની જગ્યાએ તો જે કારણે ભય ઉભો થયો હોય તે કારણને દુર કરવું એ નીતિ ખરી છે."

**દીવાન સાહેબ**—" એ અવતારી પુરૂષોના કામ છે. આપણાથી એમ ન થાય, આપણે તો અનેક વીચાર રાખવા પડે છે. આપ કહો છો તેમ ક્યાંથી રાજા અને રાજ્ય એ બન્નેના મોભા (Prestige) ને હાની પહોંચે, લોકો આજ્ઞા અને સમજ વિનાના હોય છે. એમ થાય તો તેઓ એમજ સમજે કે આપણે ઉહાપોહ કરી ખળભળાટ મચાવ્યો તો રાજ્ય આપણાથી હાર્યું અને તેનું પરિણામ એ આવે કે તેઓ દરેક વખતે નજીવા પ્રસંગોએ એવો ઉત્પાત મચાવે. પોતે હેરાન થાય અને બીજાઓને હેરાન કરે. માટે પ્રથમથીજ માર્ગ બંધ કર્યો હોય એજ ઉતમ છે."

**નવાબ સાહેબ**—" ભુલ સુધારવાથી રાજ્ય અને રાજાના મોભાને નુકશાન પહોંચે એ હું માની શકું નહી. એથી ઉલટો મોભો વધવો જોઇએ. રાજ્ય અને રાજાનો મોભો કાંઇ એવા નિર્બળ પાયા ઉપર હોતા નથી કે સ્હેજમાં તુટી જાય. જે વસ્તુઓ હયાત હોય તો તે મોભો પણ હમેશાં આબાદજ છે. માટે તમે જે છાપાઓ બંધ કરાવ્યા છે તે પાછા ચાલુ કરાવવા મુકેલા જામીનો દૂર કરવા અને પરહેજ કીધેલાં ધાંધલિયાઓને છોડી દેવા મ્હારો વિચાર થાય છે. તમારો એમાં શું અભિપ્રાય છે?"

દીવાન સાહેબ વૃદ્ધ અનુભવી કેળવાયલા અને રાજ્યપક્ષી હતા. તેઓ પ્રજાની પ્રવૃત્તિઓને દાબી દેવામાં સલામતી માનતા હતા. નવાબ સાહેબના આવા નિશ્ચયથી ચમકયા અને બોલ્યા:—

"મ્હારો અભિપ્રાય તો એ વિરૂદ્ધ છે. કારણકે એથી રાજ્યમાં ઘણી અંધા ધુંધી વધશે અને તેને આપણે પહોંચી શકીશું નહી."

આવો ઉત્તર સાંભળી નવાબ સાહેબ ચૂપ થઈ જાય છે. દીવાન સાહેબ ઘણા અનુભવી છે. કદાચ તેમનો અભિપ્રાય ખરો હોય અને હું ભુલ કરતો હોઉં એવું વિચારે છે તો પણ એક ચોક્કસ ઈરાદા ઉપર આવેલા હોઇ પુછે છે:—

"એક અખતરા તરીકે આપણે તે અજમાવી જોઇયે તો એમાં શું વાંધો છે?"

**દીવાન સાહેબ**—"ધોરણસર થએલાં કામને બદલવાથી, રાજ્યના અધિકારીયો ઉપર એની સારી અસર પડશે નહીં."

**નવાબ સાહેબ**—"ધોરણસર અન્યાય થયો હોય તો શું તેને દૂર કરવો નહી? અન્યાય દૂર કરવામાં તો રાજ્યના અધિકારીઓની સહાનુભુતિ જોઇયે. હું મ્હારા અધિકારીયોની એટલી ઓછી કીંમત આંકતો નથી."

**દીવાનસાહેબ**—"ધોરણસર થયેલું કામ અન્યાય કહેવાય નહીં."

**નવાબસાહેબ**—"શું ધોરણજ અન્યાય ભર્યું ન હોય? લોકોની લખવા બોલવાની છુટ ઉપર અંકુશ મુકવાનું ધોરણ બનાવવું એ અન્યાય નથી?"

**દીવાન સાહેબ**—"એમાં લોકોની સલામતીનો સવાલ સંડોવાય છે. જ્યારે જ્યારે લોકોની સલામતી ભયમાં હોય ત્યારે સખતમાં સખત ધોરણ કે કાયદો દાખલ કરવો એ ન્યાય રીતિ છે."

**નવાબ સાહેબ**—"છાપાંઓ ખોટી હકીકત જાહેર કરી લોકોને ઉશ્કેરે તેવા પ્રસંગે તેમના ઉપર જામા મૂકી શકાય. પણ જ્યારે તે ખરી હકીકત જાહેર કરે અને તેથી જો સલામતીનો ભય [redacted]"

નવાબ સાહેબે એ જામાઓ દૂર કરવા અને ધાંધલીયાઓને છોડી દેવાનો દ્રઢ નિશ્ચય કરી લીધાની દીવાન સાહેબને ખાત્રિ થાય છે તેથી હાલ એ પ્રકરણ બંધ કરવાના ઈરાદાથી બોલ્યા:—

"આપની તેવી મરજી હશે તો તેમ **કરીશું. વિષય લગાર** ઉંડો વિચાર કરવા જેવો છે. અત્યારે મને **સ્હેજ ઉતાવળ થઈ** જવાનો ભય રહે છે, માટે બીજી મસલેહત **સુધી એ મૂલત્વી** રહે એવી મ્હારી હમણાં વિનંતી છે."

**નવાબ સાહેબ**—"એ ઠીક છે. પણ **મને તમારા અભિ**-પ્રાયની જલ્દી જરૂર છે."

**દીવાન સાહેબ**—"હું જલ્દી નિર્ણય ઉપર **આવી અભિપ્રાય** નિવેદન કરીશ." પછી દીવાન સાહેબ ત્યાંથી રજા લઇ **રૂખસત થાય છે.**



## પ્રકણ ૩ જું.

### છમ્મી જાનની ચોરી.

નવાબ સાહેબ કામગીરીમાંથી ફારેગ થતા **ત્યારે ફુરસદનો** વખત અમીર ઉમરાવો, ગરાશીયાઓ અને હજુરીયાઓની **સાથે આનંદમાં** ગાળતા. તે અનવય આજે એ સહુ હાજર હતા. **ગરાશીયાઓમાંના** એક જાલમસીંહ એ સહુમાં મુખ્ય હતા. **ઉમરે સત્તાવન અઠ્ઠાવન** વર્ષના હતા. મરહુમ નવાબ સાહેબની ખાસ **મેહફિલના માણસ** હતા. લગાર સ્વભાવે તેજ, વધુ બોલા અને ગરાશીયાનો **પુર્ણ વટ અને** મરોડ ધરાવતા હતા. ચઢાવ્યા ચઢે અને **બનાવ્યા બને એ તેમની** ખાસ પ્રકૃતિ હતી. જાલમસીંહ મેહફિલમાં હોય **તો સહુ તેમનીજ** રમુજ કરે. ઉમરમાં સહુ કરતાં મોહટા હતા, **છતાં કોઈ કોઈ** વાર સહુ કરતાં ન્હાના થઈ જતા હતા. મૂર્ખ તો ન **કહી શકાય, પણ મૂર્ખ** કરતાં ઉતરતી પંક્તિના ભોળા હતા. આજે તેઓ **કાંઈ ચિન્તાગ્રસ્ત** અને ઉદાસ દેખાતા હતા, એટલે રમુજ ખાતર **નવાબ સાહેબે** પુછ્યું:—

"કાં જાલમસીંહ! આજે ઉદાસ કાં **દેખાઓ? કાંઈ** બન્ને તરફથી ખેંચમ ખેંચા તો નથી થઇને? ભઈ એ **માર બહુ બુરી હોય** છે."

જાલમસીંહને બે ઘર હતાં, તેથી નવાબ સાહેબે એ પ્રમાણે પુછયું. જાલમસીંહ મરોડમાં આવી ગયા, અને બોલ્યા:—

"હજુર ! મરદ બચ્ચાં તે વળી એથી ઉદાસ હોય ? એનાથી અકળાઇયે તો મરદ શાના ?

એક અમીરે ઉમેર્યું—

"હજુર ! એ વિશેની શિકાયત કરે તેવા નાદાન નથી, કારણ કે એનો કાંઇ આરો આવે તેમ નથી એ તો દરરોજનો ક્રમ ઠર્યો. પુરો કરી લઇ મુંછે તાવ દઈ ફરે છુટકો."

નવાબ સાહેબને હસવું આવે છે. જાલમસીંહ સ્હેજ ચીડાય છે. અમીર તરફ ફરી કહે છે—

"એ તમારૂં ગજુ નહીં. જો હજુરની કૃપા હોય તો **ત્રીજું એ ઠઠાડી દઉં**, સમજ્યા ?"

**બીજો અમીર**—"હજુરની કૃપાની કયાં ખામી છે ? તમારામાં તાકાત જોઇએ."

**જાલમસીંહ**—"ખરી તાકાત ધણિની. અમે તો એમની તાકાત ઉપર ઝઝુમીએ."

**અમીર**—"એ વાત ખોટી. પારકી તાકાતે ઘર થાય નહીં, એ તો પોતાની જાતમાં જોઇએ."

નવાબ સાહેબને આમાં ઘણી રમુજ આવે છે તેથી ઉમેરે છે.—

"જાલમસીંહ ખરૂં કહે છે. કાંઈ એવો વિચાર કર્યો લાગે છે."

**જાલમસીંહ**—"વિચાર ન કર્યો હોય તો કરીએ, એમાં કયાં વાગે લાગે છે ? આપની મરજી જોઇએ."

**નવાબ સાહેબ**—"તમારી મરજી હોય તો મ્હારી એ મરજી એમાં શું મોહટી વાત છે ?"

**એક હજુરી**—"ખુદાવિંદ ! એ કામ કરાવી લીધાનું છે. તેઓએ બબ્બે ઘર કર્યાં પણ ફરઝંદ થયું નહી. કાલની કોને ખબર છે ? જાલમસીંહભાઈનું નામ રહે એમાં હજુરની આબરૂ છે ને ?"

**નવાબ સાહેબ**—મ્હારી કયાં ના છે ? ખુશીથી જાલમસીંહ ભાઈ! વિચાર કરો ખરચથી મુંઝાશો નહી. એ સર્વ હું આપીશ."

જાલમસીંહ તરત ઉભા થઈ જાય છે. બન્ને હાથથી કુરનશો બજાવી લાવે છે. ખમા, ખમા અન્નદાતાને, કહેવા મંડી પડે છે. એક હજુરી તેમને પોરસાવે છે—

"જોયું જાલમસીંહ ! કહેવાની જ વાર હતીને ? આપણે તો હજુરનો જ આશ્રય છે. એમનાથી જ આપણે ઉજળા છીએ, લ્યો હવે આ ખૂશાલીમાં મુજરો સાંભળવાનું કાંઈ કરો અને બગીચામાં એકાદ ગોઠ (ઝીયાફત) આપો. હજુર પણ પધારશે."

**નવાબ સાહેબ**—"જાલમસીંહભાઇ ગોઠ આપે તો હું ખુશીથી જાઉં."

**હજુરી**—"લ્યો જાલમસીંહભાઈ તમારા નશીબ જાગ્યા, હજુર ગોઠમાં આવવાનું કબુલે છે."

**જાલમસીંહ**—"હજુરને લાયક તાયફો કયાં ? આજકાલ તો આ ગામમાં તાયફાનો દુકાળ પડયો છે."

**અમીર**—"એ શું બોલ્યા ? હજુરના રાજ્યમાં દુકાળનું નામ હોય? આંહી તો સર્વદા સુકાળજ છે."

**જાલમસીંહ**—એતો મ્હેર વરસે છે. પણ કોઇ સારો તાયફો નથી એમ કહું છું."

**અમીર**—"ત્યારે તમે વસો છો કયાં ? ગઈ કાલે પેલો તાયફો આવ્યો છે, જેના એક તાનમાં તમે ગુલતાન થઈ જાઓ છો તે. હજારો તાયફા જોયા સાંભળ્યા પણ આની તો વાતજ નોખી છે."

**જાલમસીંહ**—"માળું અંધેર તો જુવો. ગામમાં તાયફો આવ્યો છે ને આંહી ખબર નથી ! તમે સાંભળ્યો ?"

**અમીર**—"અમે તે ચુકીયે ?"

**જાલમસીંહ**—"ઈ કયો તાયફો ? શું ઉમર છે ?"

**અમીર**—"જવાન છે. કોઇ મેહલમાં શોભે તેવું તો રૂપ છે, તમે સારી પેઠે ઓળખો છો, હજુરમાં ઘણી વાર આવેલ છે."

નવાબ સાહેબ જેમને હવે તાયફાનો મોહ રહ્યો નહતો તેમને હવે રસ આવ્યો તેથી તેમણે પુછ્યું—

"કયો તાયફો આવ્યો છે ? અને તે તમે ક્યાં સાંભળ્યો ?"

**અમીર**—"છમ્મીજાન, હજુર ! રાતે પોલીસ ઇન્સ્પેક્ટરને ત્યાં મુજરો હતો, મને આમંત્રણ હતું. ત્યાં સાંભળ્યો."

**જાલમસીંહ**—"અરે શું છમ્મીજાન આવી છે ? માળી છતી સાવ ભુલાઇ ગઇ હતી !"

પોલીસ ઇન્સ્પેક્ટરને ત્યાં મુજરો થયાનું સાંભળી નવાબ સાહેબનું ધ્યાન બીજી દિશાએ વળ્યું તેથી બોલ્યાઃ—

"ઇન્સ્પેક્ટરને ત્યાં શું પ્રસંગ હતો ?"

**અમીર**—"તેમને ત્યાં કેટલાક મેહમાન આવેલા હતા એટલે તેમની ખાતર બોલાવી લીધો હતો."

નવાબ સાહેબ વિચારમાં પડી ગયા, પછી તેમણે પુછ્યું—

"ઇન્સ્પેક્ટરને શું પગાર મળે છે ?"

આ પ્રશ્નથી સહુ ચમક્યા, અમીરથી કહેતાં તો કહેવાઈ ગયું પણ એ ઉંધું થયું એમ તેને લાગ્યું. તરતજ એક હજુરી બોલ્યો—

"હજુર પગાર તો શું હોય ? પણ હજુરના ઇકબાલ (પ્રતાપ) ની સહુ સાહેબી છે."

નવાબ સાહેબ કાંઇ બોલે તે અગાઉ એક બીજા હજુરીએ છીંક ખાધી. જાલમસીંહને છીંકની બહુ ચીડ હતી, કારણ કે તેઓ અફીણનું સેવન કરતા હતા એટલે એકદમ ગુસ્સામાં આવી બોલ્યા—

"અલ્યા એ કયો બે અદબ છે ?"

જાલમસીંહને ચીડાયલા જોઇ નવાબ સાહેબ હસી પડયા. હજુરીયાને હિમ્મત આવી—

"વિચારીને બોલો. અફીણ ઉતરી જતું હોય તો બાજુ ખાજો. કાંઈ હજુરે થોડો ગરાસ આપ્યો નથી !"

**જાલમસીંહ**—"અને તને તો આંહી હજુરે છીંકો ખાવા રાખ્યો હશે ?"

**હજુરી**—" છીંક આવે તેનું કેમ થાય ?"

**જાલમસીંહ**—" રાજદરબારમાં છીંક ન ખવાય, ઈમાંતો એઅદબી કહેવાય સમજ્યો ? હજુર તો મોહટા છે પણ મ્હારે કહેવાનો હક છે."

**હજુરી**—" એ હક ઘરમાં વાપરવો. અમે સાંભળનારા નહીં. અમે તો સિપાહી કહેવાઇએ."

**જાલમસીંહ**—" અલ્યા, ત્યારે અમે તો ગોલાં હઈશું ?"

**હજુરી**—" તમે પણ સિપાહી, એની કયાં ના છે. પણ એક છીંકમાં અફીણ ઉતરી જાય એ તે શું ? વળી હજુરમાં આમ ચીડઈ જઈ ચીથરા ફાડો એ ક્યાંનો અદલ ?"

જાલમસીંહ એકદમ ગુસ્સામાં આવી જાય છે—

" ચીંથરા ફાડે ત્હારો બાપ, ઓળખતો નથી આતો જાલમસીંહ છે ?"

નવાબ સાહેબને ઘણી રમુજ આવી, બીજાઓ બોલી ઉઠયા: " બસ બસ જાલમસીંહભાઇ ! રમુજની વાતમાં આમ ઉશ્કેરાઇ ન જવાય. નવાબ સાહેબે હજુરીયાને વધુ ચીડવવા અણસારો કર્યો. પણ હજુરીયાની હિમ્મત ચાલી નહી. નવાબ સાહેબે એક ચાંદીની ડાબલી મંગાવી જાલમસીંહને ભેટ આપી. તેમનો સઘળો ગુસ્સો ઉતરી ગયો અને હજુરને ખમા ખમા કહેવા મંડી પડયા. તરતજ એક અમીરે કહ્યું—

" કાં હવે રીઝી ગયાને ?"

**જાલમસીંહ**—" હજુરના પ્રતાપે અમે તો સદા રીઝેલાજ છીએ."

**નવાબ સાહબ**—" કેમ જાલમસીંહ ! અફીણ મંગાવું ?"

**જાલમસીંહ**—" નહીં, હજુર ! મ્હારી પાસે હાજર છે. આપનો પ્રતાપ છે."

**અમીર**—" થાવા દીયોને જાલમસીંહ ! શું વાંધો છે ? મરહુમ નવાબ સાહેબના વખતમાં તો કટોરા ભરી ભરી ઉકાવતા હતા."

જાલમસીંહ નિશ્વાસ નાંખી કહે છેઃ—

" ઈ વખત નોંખા હતા, હવે સુધરેલો વખત આવ્યો છે. હવે ઈ વાત કયાં છે!"

**નવાબ સાહબ**—" શું તે વખત ઘર ઘર અફીણુ ખવાતું હતું?"

**જાલમસીંહ**—" એકલું અફીણુ? અરે બાપુ! અફીણુ તાયફો એથી તો કોઈ અમીર કે ગરાશીયાની ડેલી (દેવઢી) ખાલીજ ન હોય......હવે બધા સુધરી ગયા. પ્રભુ હજુરને સલામત રાખે. આપે અફીણુ નહીં તો ચા પાણી તાયફો અને દાયરો કાંઇ નભાવે રાખ્યા હતા. પણુ હવે હજુરને એ કાંઈ હવા લાગી લાગે છે. થોડા દહાડાથી કોણુ જાણે શા સારૂ તાયફો મોકૂફ કર્યો છે ઈ સમજાતું નથી. હજુર! તાયફો ઈ તો દીલ-લગીની ચીજ છે. ઈ થકી થોડો વખત આનંદમાં જાય છે. ઈ વાતમાં તો સુધારો માં કરજો હજુર! નહીં તો અમારી જીંદગી તો ધુળ જ થઈ જવાની (હજુરીને) કાંખરૂં કે નહીં?"

**હજુરી**—" હા ખરૂં છે. પણુ હજુર તો તમારે ત્યાં ગોઠમાં આવવાનું કબુલે છે ત્યાં બોલાવો છમ્મીજાનને અને જુઓ, પછી સાંભળો પેટ ભરીને તમને કોણુ અટકાવનાર છે?"

**જાલમસીંહ**—" હજુરનો હુકમ હોય તો હાજર છું, હજુર મ્હારે ત્યાં પધારે એવા મ્હારા ભાગ્ય કયાંથી!"

નવાબ સાહેબને વળી પો૦ ઈન્સપેકટરને ત્યાંના મુજરાની વાત યાદ આવી તેથી તેમણે વળી પુછ્યું–

" પો૦ ઈન્સ્પેકટરને શું પગાર મળે છે એતો તમે કોઈએ કહ્યુંજ નહીં?"

સહુ વળી ચમકયા. એક હજુરીએ તરતજ કહ્યું.

" માસિક રૂપીયા સવાસો દોઢસો મળતા હશે."

**નવાબ સાહેબ**—" છમ્મીજાન મુજરાનું શું લીયે છે?"

છમ્મીજાનનો મુજરો કરાવવામાં મોટું ખરચ છે એ નિગાહમાં લાવવાના ખ્યાલથી જાલમસીંહ ઝટ બોલી ઉઠયા—

રૂપીઆ સોથી ઓછો મુજરો કરતી નથી. કદી ઇન્સ્પેકટરની શરમથી રૂપીયા પચીસ ઓછા લે તો જુદી વાત છે."

**નવાબ સાહેબ**—એક મુજરામાં લગભગ આખા માસનો પગાર ખરચી નાંખે તો તેનું બીજું ખર્ચ કેમ ચાલતું હશે?"

**હજુરી**—"હજુર! એવું તો કોઈવાર બને; કાંઈ હમેશાં હોય? સારાં મેહમાનો આવ્યાં હોય તો નહીં ચાલતાં અર્ધું ખરચ કરવું પડે. એ બધી હજુરની આબરૂ છેને?"

બીજા હજુરીયાએ તુરતજ ખબર આપ્યા—

"હજુર ફરવા જવાની ગાડી કયારની ઉભી છે."

નવાબ સાહેબ તરત ઉભા થયા. જાલમસીંહ એક અમીર અને હજુરી લઇ ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં બજારના ચોકમાં પોલીસ ચોકી પાસે આવ્યા. ચોકી આગળ લોકોની ભીડ જોઈ ગાડી ઉભી રાખી. તુરત એક સીપાહી સલામી બજાવી લાવી હાજર થયો. નવાબ સાહેબે તેને પુછ્યું:—

"આ ભીડ શાની છે?"

**સીપાહી**—"હજુર! ધરમશાળામાં છમ્મીજાનને ત્યાં રાત્રે ચોરી થઈ છે એટલે તેની પોલીસ ચોકશી ચાલે છે."

નવાબ સાહેબ હજુ કાંઇ વધુ પુછે તે અગાઉ ઇન્સ્પેકટર ચોકી બહાર દોડી આવ્યો. પાછળ પાછળ છમ્મીજાન પણ હાજર થઇ હજુરને જોઈ કુરનશ બજાવી આગળ અરજ કરવા મંડી—

"**હજુર**! ખુદાને આપકો ભેજા, રાતકો મેરે પાંચસો રૂપે નકદકી ચોરી હો ગઈ, શુકર, ઝેવર કપડાં બચ ગયા. વોહતો જો કુચ્છ હોનાથા સો હુવા, લેકિન ખુદાકે વાસ્તે મેરે સફરદાઇકો છુડવા દો. પોલીસને માર માર કર ઉસકી પીઠ સુઝા દી હૈ."—

ઇન્સ્પેકટર વચમાં બોલે છે.

"છમ્મીજાન! શું જુઠું બોલે છે? એ તો પોલીસની તપાસ છે. શક આવે તો તપાસ કર્યા વગર ચાલે?"

**નવાબ સાહેબ**—"તુમ કબ આઈ ? ચોરી હુઇ ઉસ વક્ત તુમ કહાં થી ?"

સફરદાઇને પોલીસે ચોકશી કરતાં માર્યો હતો. એટલે છમ્મીજાન પોલીસ ઉપર ઘણી ગુસ્સે થએલી હતી. વળી નવાબ સાહેબ આગળ છુટથી બોલી શકતી હતી જેથી તેણે ગુસ્સામાંને ગુસ્સામાં કહ્યું:—

"મેં કલ શામકો આઇ, બદ કીસ્મતીસે ઈન્હીં કે યહાં રાતકો મુજરા કરને ગઇ. ઝબરદસ્તી મુજરેકે વાસ્તે લે ગએ ઔર કુચ્છ દિયાભી નહીં. હઝુર ! **આપકે રાજમેં તો બડા અંધેર ચલતા હૈ.**"

રાજમાં અંધેર ચાલવાનું સાંભળી નવાબ સાહેબ ચમકે છે, ઈન્સ્પેકટરને ગુસ્સો આવે છે પણ પીતો મારી કહે છેઃ—

"મુજરાની ફીના પૈસા તો આપનાર છું, પાછળથી મોકલી દેવાના વિચારથી રાતે ન આપ્યા એટલે શું આપવાનોજ નથી ? લગાર શરમને રાખીને તો વાત કર. તાયફાના પૈસા ખાઇ જાય એવો બે શરમ તો કોઈએ ન હોય."

છમ્મીજાન ચીડાએલી તો હતી વધુ ચીડાય છે. અને નવાબ સાહેબને કહે છે "હજુર પોલીસકી શરમ તો દુન્યામેં ઝાહિર હૈ ઔર આપભી સમઝતે હૈ. ખેર મુઝે ઉસસે કુચ્છ કામ નહીં. આપ મેરે સફરદાઇ કો છુડવા દો મૈને ઇસ **અંધેર નગરીકો** સબ કુચ્છ બખશા."

**નવાબ સાહેબ**—"તમે એના સફરદાઈને કેમ પકડ્યો છે !"

**ઇન્સપેકટર**—"તે રાતે ધર્મશાળામાં સામાન સાચવવા રહ્યો હતો. અમને લાગે છે કે તેજ ચોર છે. તેણે ચોરીને કદાચ કોઇને આપી દીધા હોય અમને આવો શક છે તે દૂર કરવા અમારે ચોકશી તો કરવીજ જોઇયેને ? આ પોલીસ કાયદો સમજતી નથી એટલે નાહકની બકવાદ કરે છે. પુરતો તપાસ કર્યા વગર અમે કેવી રીતે છોડી દઇયે ? ?"

એક હજુરી તરત ઉમેરે છે—

"ધોરણસર અને કાયદેસર તપાસ ચાલતી હોય તેમાં હજુર શું કરી શકે છે ?"

નવાબ સાહેબને ધોરણ અને કાયદો યાદ આવી જાય છે એટલે છમ્મીજાનને કહે છે–

" ઇસ કામમેં મૈં બીચમેં નહીં આ સકતા "

( પો. ઇન્સપેકટરને) તમે આમાં ધોરણસર ચોકશી કરો અને મને બંગલે આવી પરિણામનો રીપોર્ટ આપો "

**ઈન્સપેકટર**—" બહુ સારૂ નામદાર ! "

છમ્મીજાનને નવાબ સાહેબના ઉત્તરથી સંતોષ થતો નથી. તેને આશા હતી કે તેની અરજથી નવાબ સાહેબ તેના સફરદાઇને છોડવી દેશે અને પોલીસ ઉપર ગુસ્સે થશે. તેની એ આશા નષ્ટ થઇ એટલે તે હાથ જોડી બોલી:–

" હજુર ! આપ હાકિમ હૈં. જો ચાહેં વોહ કર સકતે હૈં. ખુદા કે વાસ્તે પોલીસ કે પંજેસે છુડવાલો. ગોયા આપને જાન બખ્શી કી. ભૂલકર ભી ઇસ **અંધેર નગરીમેં** નહીં આઉંગી.

**નવાબ સાહેબ**—" મેં કાયદે કે કામમેં દરમીયાન ગીરી નહીં કર સકતા. લૈકિન તુમ બારબાર મેરે શેહરકો કાહેકો બદનામ કરતી હો ? ( કોચમેનને ) ગાઠી આગે બડહાઓ. "

છમ્મીજાન રોતી કકળતી રહી જાય છે. ગાઠી આગળ નીકળી જાય છે. ઇન્સપેકટર છમ્મીજાનને કહે છે—

" છમ્મીજાન ! વાહ ! તુંતો બડા કાફર તાયફો છો ? હુંતો સમજતો હતો કે કાંઈ આંખમાં શરમવાળી હઇશ. અમારા હાકિમની પાસે આવી અમારી ચાડી ? "

**છમ્મીજાન**—" તુમને મેરી કયા શરમ રખ્ખી ? મેં બહોત કહેતી રહી કે સફરદાઇકો છોડદો, તુમને માના ? મેંનેભી સાફસાફ કેહ દિયા."

**ઈન્સપેકટર**—" સાફસાફ કહીને છોડવી લીધોને? તેં કહ્યું તો હજુરે અમારૂં શું કરી નાંખ્યું ? હું તો સમજતો હતો કે તું રજવાડાની રીતભાતથી વાકેફ છે. પણ તું તો આફત નીકળી ? તદ્દન કળાઈ ગઈ."

**છમ્મીજાન**—" મેં કોઇભી રીતસે ના વાકેફ નહીં. મગર

સીધે કે સાથ હમ સીધે હોતે હૈં ઓર ટેઢેકે સાથ ટેઢે. ઈત્ના યાદ રખના, રાજા રઇસોંકો તો હમ હાથમેં ખેલ લગાતે હૈં."

**ઇન્સપેક્ટર**—"પણ પોલીસે કાંઇ કાચી હોતી નથી એટલું ત્હારે પણ યાદ રાખવું."

છમ્મીજાનને ઘણો રોષ આવે છે. તેના મનમાં પોલીસ ઇન્સ- પેક્ટર પ્રતિ કીનો ઉત્પન્ન થાય છે. ઇન્સપેક્ટર સફરદાઇને અટકાવમાં રાખી તેને રજા આપે છે.

નવાબ સાહેબ ગાડીમાં જાલમસીંહને કહે છે—

"જોયું જાલમસીંહ ! દુન્યા કેવી ચાલે છે ?"

**જાલમસીંહ**—"રાંડ વાયડી છે. ચોરી થાય અને શક આવે બીચારી પોલીસ ચોકશીએ કરે. ઇ ચોર નહીં હોય તો તેને છોડી દેશે."

**હજુરી**—"હજુરે દરમીયાનગીરી ન કીધી એ સારૂં થયું."

**નવાબ સાહેબ**—"વાયડી હોય કે ન હોય. તાયફાની જાત હલકી હોય છે, ગામે ગામ ફરનારી એટલે આપણો ફજેતો કરે. બીજુંતો શું ?"

એટલામાં મેહલ આવી જાય છે. જાલમસીંહ વિગેરે રજા લઈ રૂખસત થાય છે.

---

## પ્રકરણ ૪ થું.

### છાપાઓની આઝાદી.

આજે પોલીસ ઈન્સપેકટર હજુરમાં રીપોર્ટ આપવા હાજર થાય છે. નવાબ સાહેબ તેને પુછે છેઃ—

"શું ચોકશીમાં કાંઇ નીકળ્યું !"

**ઇન્સપેક્ટર**—"ના, હજુર. અમને તો સફરદાઇના ઉપર શક જાય છે. કારણકે તે ત્યાં હતો, વળી એ માણસ એક વખત ડામીસ થયેલો છે. છમ્મીજાનને ગમે તે કારણે તેના ઉપર ભરોસો હોય, પણ અમને

તો તેના ઉપરજ શક છે. ધર્મશાળાની બહાર ચાવાળો છે તેને પુછતાં પણ ધર્મશાળામાં કોઇ નવા માણસના આવવાનું નીકળતું નથી, તેણે કોઇને આપી દીધાં લાગે છે પણ મહા લુચ્ચો છે, બતાવતો નથી-માનતો નથી."

**નવાબ સાહેબ**—"ગમે તેમ હોય પણ આ ચોરી પકડાવવી જોઇયે. નહીં તો તમારા ખાતા વિશે સારો અભિપ્રાય રહેશે નહીં."

**ઇન્સપેકટર**—"હું તો એજ તજવીજમાં છું. પ્રભુ ઇચ્છા તો ચોર મળી આવશે."

ઈન્સપેકટર ત્યાંથી રજા લઇ વિદાય થાય છે, નવાબ સાહેબ છાપાઓ વિશેનો રીપોર્ટ વાંચવામાં ગુંથાય છે. છાપાઓએ માત્ર તેમની જાતની ગફલત વિષે ટીકાઓ કીધી હોય એટલુંજ ન હતું પણ એમાં તો અંધેર ચાલવાનો–રાજ્યના અધિકારીયોમાં લાંચ રૂશવતનો સડો ઘુસી જવાનો સખત પોકાર કરવામાં આવ્યો હતો. આ અંધેર વિશે અથવા લાંચ રૂશવત વિશે કાંઇ ચોક્કસ દાખલાઓ આપવામાં આવ્યા ન હતા. માત્ર બાંધે ભરમે ટીકાઓ કરવામાં આવી હતી. આ સર્વ વાંચી નવાબ સાહેબને ઘણો રંજ થયો. છાપાઓનું વલણ વિષેશ ભાગે નિંદાત્મક દેખાયું. એવાં છાંપાઓ બંધ રહે એજ રાજ્ય હિતનું છે એમ થોડીવાર તેમને લાગ્યું, પણ તકીશાહની શીખામણના કારણે તેમણે પોતાના મનને સમજાવી લીધું. ટેલીફોન કરી દીવાન સાહેબને બોલાવ્યા, દીવાન સાહેબ આવ્યા ત્યારે નવાબ સાહેબે પુછયું.

"કહો તમો કાંઇ નિર્ણય ઉપર આવ્યા.!"

**દીવાન સાહેબ**—"જી હા, નામદાર! મને તો મુકાએલાં જાપ્તાઓ વ્યાજબીજ લાગે છે. કારણ કે રાજય કામના લાંબા અનુભવે મને શીખવ્યું છે કે છાપાંઓ અને ધાંધલીયાઓ નિરંકુશ હોવાથી લોકોમાં રાજય પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થાય છે–સત્તાનો અમલ તુટી જાય છે અને તેથી રાજ્ય અને રૈયત બન્નેનો અંત આવે છે.

**નવાબ સાહેબ**—"છાપાંઓ નિરંકુશ હોવાથી એવું પરી-

ણામ આવે એ હું માનતો નથી. જ્યાં એવી અ રાજકતા પ્રસરે છે, ત્યાં છાપાંઓ તેનું કારણ હોતાં નથી. પરંતુ સત્તાધારીઓની જોહુકમી તેની જવાબદાર હોય છે, આપણે શુદ્ધ બુદ્ધિથી આપણી ફરજ બજાવતા હઇયે, ધર્મ નીતિ અને ન્યાયના ધોરણે લોક કલ્યાણ અને લોક સુખાકારીના માર્ગે ચાલતા હઇયે તો આપણે તદ્દન નિર્ભય છીયે."

**દીવાન સાહેબ**—"એમાં એક ઉંડો ભેદ છે. કાંઇ છાપાંઓ ન્હાની મ્હોટી કનડગતો દૂર કરાવવા એ ઉહાપોહ કરતા નથી. તેમનો હેતુ તો એક હથ્થુ સત્તાનો નાશ કરી રાજ્યની સર્વ સત્તા પ્રજાના હાથમાં અપાવવાનો હોય છે."

**નવાબ સાહેબ**—"આપણે હજુ એ દરજ્જે પહોંચ્યા નથી. અને જો કદાચ તેમ હોય તો એક હથ્થુ સત્તા કલ્યાણકારી છે, એવું સિદ્ધ કરી દેખાડવાની આપણી ફરજ વધે છે. જો આપણે એવું સિદ્ધ કરી દેખાડીયે તો પછી લોકો ગાંડા નથી કે એવી નાહકની ઉપાધિમાં પડે, હું તો એમ સમજું છું કે હાલ રાજ્ય અને રૈયત એ બન્ને વચ્ચેનો વિશ્વાસ ઉડી ગયો છે. જો એ વિશ્વાસની પુનઃ સ્થાપના થાય તો પછી એ સવાલ રહે નહીં."

**દીવાન સાહેબ**—"એ વિશ્વાસ પુનઃસ્થાપન કરવાનો ઉપાય એ જાપ્તાઓ છે, છાપાંઓ લોકોને ઉશ્કેરી ભંભેરી મૂકે છે, તેમને સારાસારનો વિચારજ કરવા દેતાં નથી, આજકાલ જે કનડગતો માટે ઉહાપોહ કરવામાં આવે છે તેવી કનડગતો અનિવાર્ય હોય છે. પ્રજાકિય રાજ્યો પણ તેવી ઝીણી કનડગતોથી મૂકત હોતા નથી. આપણાં રાજ્યના અસંતુષ્ટ અને ઉદ્દામ લોકો તેવી ઝીણી કનડગતોને ગંભીરરૂપમાં વર્ણવી લોક લાગણીને બગાડે છે, અને તેથી તેવા અંકુશો જરૂરી મનાયા છે."

**નવાબ સાહેબ**—"લાંચ રૂશ્વતનું જોર વધી જવું એ ઝીણી કનડગત કહેવાય નહીં. એથીતો લોકોને ઘણું ખમવું પડે. અને તેથી જો તેઓ અસંતોષિ બની અરાજકતાના માર્ગે ચઢે તો એમાં નવાઈ નહી, એવા લાંચીયા અને રૂશ્વત ખોરોને શોધી કાઢી

શિક્ષાએ પહોંચાડવા એ રાજ્યની ફરજ છે. જો આપણે એ પ્રમાણે કરીયે તો અસંતોષનું ખરૂં કારણ દૂર થાય. માટે પ્રથમ છાપાઓને આઝાદી આપવાનો અને પછી લાંચ રૂશ્વત લેનારાઓને પકડી શિક્ષાએ પહોંચાડવાનો મેં નિશ્ચય કરી લીધો છે, "

**દીવાન સાહેબ**—" આપનો નિશ્ચય ઘણો શુભ છે. "

**નવાબ સાહેબ**—" ત્યારે છાપાઓ ઉપરના જાપ્તાઓ દૂર કરો, ધાંધલીયાઓને છોડી મૂકો અને રાજ્યના ગેઝેટમાં એક એવી નોટીસ પ્રગટ કરાવો કે આ રાજ્ય છાપાઓની વ્યાજબી ટીકાઓને માનની નજરથી જોશે. બની શકશે ત્યાં સુધી સડાને દૂર કરી લોકોને રાહત આપવાનો માર્ગ લેશે. "

**દીવાન સાહેબ**—" આપની એવી મરજી છે તો એમ કરવામાં મને વાંધો નથી. "

**નવાબ સાહેબ**—" લાંચ રૂશ્વત અટકાવવા માટે મ્હારો વિચાર એક જુદાજ અમલદારને નીમવાનો થાય છે. આ અમલદાર લાંચ રૂશ્વતની બાબતોની દેખરેખ અને નોંધ રાખી આપણને ખાનગી રીતે વાકેફ કરે. હું સમજુ છું કે અધિકારીઓ એથી ઘણા બીતા રહેશે અને લાંચ રૂશ્વત લેતા અચકાશે. "

**દીવાન સાહેબ**—" હું એમ માનતો નથી. લાંચ અને રૂશ્વત માટે કાયદો અને જાપ્તો બન્ને છે. છતાં લાંચ રૂશ્વતની શિકાયતો થાય છે. ત્યારે એક અમલદારની નીમણુંકથી એ અટકે એ કેવી રીતે મનાય ? લોકો લાંચ રૂશ્વતની અંધેરની બૂમો મારે છે પણ જ્યારે ખરાખરીનો વખત આવે છે ત્યારે સાબીત કરી શકતા નથી અને તેથી ગુનેહગારને સજા થઇ શકતી નથી. આપ કહો છો તેવા અમલદારની નીમણુંકથી તો એવો સડો ઉલટો વધવાનો સંભવ ઉભો થાય છે. આ દેખરેખ રાખનારો અમલદાર પોતે લાંચીયો અગર ખટપટીયો હોયતો ઉંધા સીધા રીપોર્ટથી આપણને ભંભેરી મુકે અને પરિણામ અંધા ધુધીમાં આવે. તેના રીપોર્ટ ઉપર વિશ્વાસ કરવાનો આપણી પાસે આધાર શું ? તે અદાવતથી કે દ્વેષથી રીપોર્ટ કાં ન કરે ? તેને બીજાં માણસો

જેવો માણસ નહીં અને ફિરિસ્તો સમજી લેવો કેવી રીતે બને! આપણે માત્ર તેના રીપોર્ટના કારણે જેની વિરૂદ્ધ રીપોર્ટ હોય તેની વિરૂદ્ધ પગલાં લઇ શકીએ નહીં. લાંચ રૂશ્વતના કેસ તો ધોરણસર અને કાયદેસર સિદ્ધ થવાં જોઇયે. અને તેતો અત્યારે પણ કરી શકાય છે, ત્યારે એક અમલદાર વધારવામાં શો લાભ ?"

**નવાબ સાહેબ**—એથી અધિકારી વર્ગ ઉપર એક જાતનો અકુંશ રહે,"

**દીવાન સાહેબ**—" જે અધિકારીયો લાંચ રૂશ્વત ખાવાની હિમ્મત કરે છે તેઓ કાંઇ કાચી પાટી ભણેલા હોતા નથી. તેઓ સારી પેઠે સમજે છે કે જ્યાં સુધી તેમના ઉપર લાંચનું તોહમત સાબીત નહીં થાય ત્યાં સુધી તેમનો વાળે વાંકો થઇ શકશે નહીં. વળી આપ કહો છો તેવી નીમણુંકથી તો તેઓ વધુ નિર્ભય થઇ લાંચ રૂશ્વત લઇ શકે, તેઓ જેવી રીતે અત્યારે કાયદાની નજરથી બચી લાંચ લે છે તેવી રીતે તેઓ દેખરેખ રાખનારની નજરથી બચી લાંચ લે. અને આપણને એક પ્રકારનો જુઠો સંતોષ રહે કે આપણે દેખરેખ રાખનારો નીમ્યો છે એટલે આપણા રાજ્યમાં લાંચ લેવાતી હશે નહીં વળી જો કદાચ દેખરેખ રાખનાર પોતે તેઓની સાથે ભળી જાય તો પછી એ સડાની હદજ ન રહે. માટે હું એ વિશે સમ્મત થઇ શકતો નથી."

**નવાબ સાહેબ**—" વારૂ, કાયદામાં લાંચ લેનાર અને લાંચ દેનાર બન્ને ગુન્હેગાર છે. એથી લાંચ દેનારો લાંચ દીધાનું જાહેર કરતાં બીહે છે, જો લાંચ દેનારના ઉપર આ ભય ન હોય તો તે તેવા કેસ ખુશીથી જાહેર કરી શકે."

**દીવાન સાહેબ**—" એ ખરૂં છે. પણ તે જાહેર કરે તે ખરૂં છે એની ખાત્રિ શું હોય ? તે જુઠું જાહેર કાં કરતો ન હોય ? વળી જો તેના ઉપર એવો ભય ન હોય અને તે કાયદાથી ગુન્હેગાર ન ગણાતો હોય તો એથી અમીર અને ગરીબ એ બન્ને વચ્ચેની તકરારમાં હંમેશાં અમીર લાંચ આપીને ફાવી જાય. ગરીબને એથી કોઇ

દિવસ દાદ મળીજ ન શકે. અમીર લાંચ દેવી ગુન્હો ન હોઇ હમેશાં લાંચ વડે કામ કાઢે તેને એમ કામ કાઢતાં કશો ભય ન હોવાથી હમેશાં ગરીબોને દબાવતોજ જાય. ઇત્યાદી એમાં ઘણું જોખમ છે.”

**નવાબ સાહેબ**—“ ત્યારે શું લાંચ રૂશ્વત અટકાવવાનો કાંઇ ઉપાયજ નથી.”

**દીવાન સાહેબ**—“ શા માટે નથી ? જે ઉપાય છે તે કાયદામાં યોજાઇ ગયા છે. એથી વિશેષ કાંઈ બની શકે એવું હોત તો એ પણ યોજાઈ જાત.

**નવાબ સાહેબ**—“ છતાં લાંચ રૂશ્વત ચાલે છે એની ના પડાશે નહીં હું એ વિશે સખત રહેવા માગું છું.”

**દીવાન સાહેબ**—“ હું પણ એમજ કરવા ચાહું છું. પણ એમાં બીજું કશું બની શકતું નથી એ મુશ્કીલ છે.”

**નવાબ સાહેબ**—“ ન બની શકે એવું દુન્યામાં શું છે ? આવા કેસ સાબિત કરવાની પ્રજાને તક આપવામાં આવે–પુરી સગવડ આપવામાં આવે તો સાબિત થઇ શકે. ”

**દીવાન સાહેબ**—“ એ સર્વ કાયદામાં અપાયેલ છે. ”

**નવાબ સાહેબ**—“ જે અધિકારીને માટે લાંચ રૂશ્વતનું કહેવાતું હોય તેને ચેતવવો કે જો હવે પછી તેના માટે એવી હકીકત જાહેર થશે તો સખત સજા કરવામાં આવશે. અવારનવાર તેને ધમકાવતા રહેવાથી તે જો એવો હશે તો ડરીને કદી સુધરી જશે.”

**દીવાન સાહેબ**—“એ સત્ય છે, પણ જો તે અધિકારી તેવો ન હોય તેના ઉપર એ જુઠો આરોપ હોય અને તેને એમ ધમકાવવામાં આવે તો એનું પરિણામ એ આવે કે તે કરવાનું કામ હિમ્મતથી કરી શકે નહીં, એ વાત વાતમાં બ્હિતો રહે અને તેથી કેટલાંક રાજ્યના કામ જે હિમ્મતથી કરવાના છે તે કરી શકે નહીં. વળી પ્રજાવર્ગ જ્યારે રાજ્યનું વલણ વ્હેમાવા તરફ જુવે ત્યારે તે પોતાના સ્વાર્થની જુઠી વાતો ઉરાડી રાજ્યને વધુને વધુ વ્હેમાતો જાય–સારા અધિકારીના ઉપર ખોટા આરોપો મુકી આડકતરી રીતે તેને ધમ-

કાવતો જાય અને તે વડે રાજ્ય તરફની પોતાની જુમ્મેદારીમાંથી છુટવાના પ્રયત્નો કરતો જાય, આવી રીતે અમલમાં ખામી આવે. અમલની ખામીના કારણે કાર્યની સરળતાનો નાશ થાય અને બીજી અનેક અગવડો નડે. માટે એ વિષે કાયદામાં જે યોજાયું છે તેટલુંજ ઉત્તમ છે. કોઇ પણ રાજ્ય લાંચ રૂશ્વતને પસંદ કરતું નથી. છતાં કોઈ પણ રાજ્ય તેને અટકાવવા એથી વિશેષ કરી શક્યું નથી. હા આવી હકીકત કાને આવતાં આંખ આડા કાન ન થઈ શકે એ વાત ખરી છે."

**નવાબ સાહેબ**—" ત્યારે આપણા રાજ્યમાં લાંચ રૂશ્વતનું જે કહેવાય છે તે ખોટું સમજવું ? "

**દીવાન સાહેબ**—" જ્યાં સુધી તેવું પુરવાર ન થાય ત્યાં સુધી તેમ તો ખરૂંજ."

**નવાબ સાહેબ**—" તમારે કાને છમ્મીજાન તાયફાની ચોરીની હકીકત આવી છે ? એ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. છમ્મીજાન જે દીવસે આવી તેજ દીવસે પોલીસ ઈન્સ્પેકટરે તેને મુજરા માટે બોલાવી. ઈન્સપેકટરને ઘેર તે મુજરામાં હતી ત્યારે તેને ત્યાં રૂ. પાંચસોની ચોરી થઇ. ઇન્સ્પેકટર માસિક રૂપીયા સો સવાસોનો પગારદાર તે મુજરો કેવી રીતે કરાવી શકતો હશે. છમ્મીજાને કહ્યું મ્હારી પાસે મફત મુજરો કરાવ્યો. ત્યારે ઇન્સપેક્ટરે કહ્યું કે મફત નહીં તેના મુજરાના પૈસા ચુકવી દેવા બાકી છે. આ સર્વ હકીકત શું વ્હેમમાં નાંખનારી નથી ? એક ન્હાનો પગારદાર અધિકારી આવો વૈભવ ભોગવી શકે એ શું નવાઇ જેવું નથી ? તે લાંચ વડે અથવા જોર જુલ્મ વડે અથવા કોઇપણ અપ્રમાણિક યુક્તિ વડે પોતાનો વ્હેવાર ચલાવતો હોય એવા વ્હેમને તે હકીકતથી પોષણ મળતું નથી ? "

**દીવાન સાહેબ**—" એવો વ્હેમ ખચિત આવે. પણ ખાત્રિથી ન કહી શકાય. અને ખાત્રિ વિના કાંઇ પગલાં પણ ન લઇ શકાય."

**નવાબ સાહેબ**—" તે ઉપરાંત પોલીસે ઉલટો છમ્મીજાનના

સફરદાઈનો જ કુટી માર્યો. આ પ્રમાણે બન્યું તે શું જુલમ નથી ?"

**દીવાન સાહેબ**—" પોલીસની નોકરી આકરી છે. તે જેટલી ઉચ્ચ છે તેટલી નીચ છે. પોલીસ જો ધોરણ અને કાયદા વિરૂદ્ધ જુલમ કરે તો તે માટે જવાબદાર છે. પણ તેવી ફરિયાદ ન થાય ત્યાંસુધી આપણે કશી દરમીયાનગીરી કરી શકતા નથી. આપણી સામે તો ધોરણસર થઇને આવે ત્યારે આપણે એ વિષે કાંઇ કરી શકીયે. સાહેબ ! આ જમાનો કાયદા કાનુન અને ધોરણોનો છે. જો આપણે આપણી સ્વેચ્છાથી વર્તીયે તો ધોરણનો બાધ આવે. ધોરણથી વર્તીયે તો આપણે જે હકીકત જાણતા હઇયે તે હકીકત વિરૂધે થાય. માટે જેટલું ધોરણસર તેટલુંજ ન્યાયસર એ નિયમ હાલની રાજનીતિમાં માન્ય રખાયે છે."

**નવાબ સાહેબ**—ભલે એક વસ્તુ ધોરણસર સાબિત ન થતી હોય તે પણ આપણા ખાનગી જ્ઞાન વડે તે સાબિત હોય તો શું તે ઉપર આપણે અમલ ન કરી શકીયે ?

**દીવાન સાહેબ**—આપણી સત્તા વડે તે ઉપર અમલ કરી શકીયે. પણ એથી આપણી બદગોઇ–નિંદા વધે. કારણ કે આપણે જે હકીકત જાણતા હઇયે તે હકીકત લોકો જાણતા ન હોય એટલે તેઓ આપણા ન્યાયને વગોવે અને પાછું એજ અંધેર કહેવાય.

**નવાબ સાહેબ**—લોકોને આપણા ઉપર વિશ્વાસ હોયતો ?

**દીવાન સાહેબ**—તો બને. પણ લોકોને તેવો વિશ્વાસ બેસેજ નહીં. કાંઇ રાજ્ય અને તેના અધિકારીયોજ સ્વાર્થિ હોય છે તેવું નથી. લોકો પણ સ્વાર્થિ હોય છે. સર્વત્ર સ્વાર્થ સ્વાર્થની બાઝી રચાએલી છે એટલે અન્યોઅન્ય વિશ્વાસ ઉત્પન્ન થાયજ નહીં.

**નવાબ સાહેબ**—" આપણા રાજ્યમાં જો લાંચ રૂશ્વત હોય તો ગમે તે રીતે એ બંધ થાય એ મ્હારી ખાસ ઇચ્છા છે."

**દીવાનસાહેબ**—મ્હારી પણ એજ ઇચ્છા છે. આપણે ત્યાં સારામાં સારી કેળવણી લીધેલાં અધિકારીઓ ગોઠવાએલા છે છતાં

એમ કહેવાય છે એની મને ખરેખર તાજુબી થાય છે. હું હવેથી બનતાં સુધી સખત દેખરેખ રાખીશ. કોઈ પકડાયો તો સખત નસીહત કરીશ. એ વિષે આપ નચિંત રહો."

---

## પ્રકરણ ૫ મું.

### ન્હાના શેઠની સખાવત.

નવાબ સાહેબે હવે સર્વ આનંદ ત્યજી દીધા છે. જે શિકાર વિના પળવાર પણ ચાલતું નહીં તે શિકારનું નામે લેતા નથી. રાજ્યમાંથી અંધેર કાઢી નાંખવાની ધુનમાં છે, પણ અંધેર છાપાંઓના લખાણ અને લોકોની વાણી વિના કયાંએ દેખાતું નથી. એક દિવસે પરલોકવાસી નગરશેઠના ન્હાના ભાઈ જેઓ ન્હાના શેઠના નામથી ઓળખાતાં તેમની મૂલાકાતે આવે છે. નવાબ સાહેબનો ખાનગી કામદાર તેમને લાવે છે. નવાબ સાહેબ ન્હાના શેઠને સત્કારી કુશળતા જાણી પુછે છે.

" કહો શેઠ! રિસાયત કેમ ચાલે છે? લોકો કેમ છે? કોઇને કોઈ જાતનું દુઃખ તો નથી ને? "

**ન્હાના શેઠ**—"દુઃખ! એ કયાંથી હોય અને કેવી રીતે હોય! આ શહેરનું નામજ ખૈરાબાદ છે, ખૈરાબાદમાં તો દુઃખ હોય? ખૈરાબાદ જેવું શહેર! નામદાર જેવા હાકિમ! એટલે દુઃખ તો આંહીથી વેગળુંજ રહે. સહુ આનંદ મઝામાં છે. અધિકારીયો પણ એવા ભલા અને સજ્જન ગોઠવાયા છે કે રાજ્યને કોઇ જાતની અડચણજ આવવા દે નહીં, બીજાં ઘણાં રાજ્યોમાં રાજા અને રૈયત વચ્ચે સંબંધ બગડયો છે, પણ આંહી તો પિતા પુત્ર જેવો સંબંધ આબાદ જળવાઇ રહ્યો છે. એ સર્વ નામદાર સરકારની ખુબી છે અને મરહુમ બેહિસ્ત નશીન નવાબ સાહેબના પુન્યનો પ્રતાપ છે."

રાજ્યમાં અંધેર છે એવું સાંભળી સાંભળી હૈરાન થઈ ગયેલા નવાબ સાહેબ ન્હાના શેઠના મુખથકી રાજ્યના વખાણ સાંભળી પોરસાયા અને તેમણે પુચ્છ્યું:—

"શું સર્વ પ્રજા સુખી છે? કે અમથા મને રાજી રાખવા કહો છો?"

ન્હાના શેઠ—" રાજા અથવા નવાબ અથવા હાકિમ એટલે કોણ? અમારા ધણી, અમારા અન્નદાતા, અમારા માલિક, એની સામે જો જુઠું બોલીયે તો ચૌદ કોટીનું પાપ બેસે."

સાથે આવેલો કામદાર તરત ઉમેરે છે:—

"નામદાર સરકાર! ખાનદાનની ખુબીજ એ છે. જો એવા ખાનદાની માણસ ખુશામદથી ખૂશ કરવાના પ્રયત્ન કરે તો પછી પૃથ્વિ રસાતાળજ જાય. આપણા રાજ્યના જૂના શાહૂકાર છે, મરહુમ નવાબ સાહેબની સાથે સારો નાતો હતો. નવાબ સાહેબને જ્યારે જ્યારે કામ પડતું ત્યારે ત્યારે મોહટી મોહટી રકમો ધીરતા અને પ્રભુએ એમને રાજ ભક્તિનો બદલોએ સારો આપ્યો છે. હાલ વ્હેપાર પણ ઘણોજ વધાર્યો છે. મ્હેં સ્હેજ વાત કીધી કે આજકાલ લોકોને પાણીની ઘણી તંગી છે. નવા કુવા ખોદાવવાની અને જુના કુવા ગળાવવાની ઘણી અગત્ય છે, વળી ઢોરોને માટે ઘાસ ચારાની તંગી છે. તરત એમની દયાની લાગણી સતેજ થઈ અને બોલ્યા કે, એમાં શું મોહટી વાત છે. લોકોનું એ દુઃખ ટાળવાનો જે ખરચ થાય તે હું આપીશ. એટલે એ કાજે આપ ફરમાવો તેટલી રકમ ચરણોમાં ધરવા અત્યારે મ્હારી સાથે હજુરમાં હાજર થયા છે. કેમકે તેઓ એમજ માને છે કે એમની સર્વ જાહોજલાલી હજુરનાજ પ્રતાપે છે."

નવાબ સાહેબ શેઠની આવી દયાની લાગણી અને તેમની સખાવત વૃત્તિથી ચકિત થઈ જાય છે અને કહે છે:—

"જુના કુવા ગાળવાનું અને નવા કુવા ખોદાવવાનું કામ મેં તાબડતોબ શરૂ કરાવ્યું છે. ઘાસ ચારાની પણ ફિકરમાં છું."

**ન્હાના શેઠ**—" સેવક હાજર હોવા છતાં આપને એની ફિકર હોય?"

**નવાબ સાહેબ**—" તમે એ કામમાં કેટલી રકમ વાપરવાનો વિચાર કર્યો છે ? "

**ન્હાના શેઠ**—' આપ ફરમાવો તેટલી. હું તો એ સર્વ ખરચ આપવા માગું છું. "

**નવાબ સાહેબ**—" શેઠજી ! હું ઘણો ખુશ થયો. હું તમારો ઉપકાર માનું છું. આવી સખાવતનો હું કોઈપણ રીતે બદલો વાળી શકું નહીં. "

કામદાર તરત ઉમેરે છે—

" નામદાર સાહેબ ! એ એમની ફરજ છે. આપ નામદાર તો હજાર રીતે તેનો બદલો આપી શકો છો. લગાર માન આપી દોતો તેમનું જીવતર સુધરી જાય. "

નવાબ સાહેબ કામદારના આ માર્મિક શબ્દો સમજી શકયાં નહીં. ન્હાના શેઠ હાથ જોડી લગાર હસીને બોલ્યાઃ—

" ખુદાવિંદ ! આપની લગાર મીઠી નજર હોય તો અમારો બેડો પાર થાય. અમે જે કમાયા છીએ અથવા અમારી પાસે જે કાંઇ છે તે કોનું છે ? આપ નામદારનુંજ છે. અમારૂં શું છે ? મ્હારા સ્વર્ગસ્થ ભાઈ ( નગર શેઠ ) હયાત હોત તો લોકોને આવા દુઃખ ઉપાડવા ન પડત, મ્હારો ભત્રિજા છે પણ, એ હજુ બાળવયના છે."

**નવાબ સાહેબ**—" ત્યારે નગર શેઠ એ તમારા ભત્રિજા છે?"

**ન્હાના શેઠ**—" જી હા હજુર ? એજ કહેવાય છે. જો કે રાજ્યે હજુ સુધી પાઘડી બંધાવી નથી. જ્યાં સુધી રાજ્ય પાઘડી ન બંધાવે ત્યાંસુધી ખરા નહીં. એતો રાજ્યની મરજીની વાત છે જ્યારે ચાહે ત્યારે અને જેને ચાહે તેને પાઘડી બંધાવે. પણ હાલ એ વાત કયાં છે ? હમણાં તો લોકોના દુઃખો ટાળવાની વાત છે. એતો આગળ ઉપર હજુરની મરજી થાય ત્યારનો કીસ્સો છે. "

**નવાબ સાહેબ**—" તમારી પરમાર્થ બુદ્ધિને ધન્ય છે. "

**ન્હાના શેઠ**—" કોઈ આ દુન્યામાંથી કશું લઈ જનાર નથી. બધું અહીં પડયું રહેવાનું છે. આપ જેવા ધણીની કાંઈ સેવા કરી હશે તો કામ આવશે. ધણીની સેવા નકામી જતી નથી. "

કામદાર વધુ રસ ઉમેરે છેઃ—

" વળી હજુર જેવા કદરદાન ધણીની સેવા તે નકામી જાય ખરી ? "

**ન્હાના શેઠ**—( હસતા હસતા ) " આપ સહુ અમલદારોની કૃપા અને દયા જોઇએ. હજુર અમારા ખાનદાનને આબરૂ આપતા આવ્યા છે અને આપે જશે. અમારે તો અમારૂં કર્તવ્ય બજાવવાનું રહ્યું. ખુદાવંદ ! આપે રકમનું નામ પાડ્યું નહીં ? "

નવાબ સાહેબની પાસે આ વિષેના ખરચનો અડસટ્ટો આવેલો હતો તે જોઇ તેઓએ કહ્યું—

" રકમ કાંઈ મોહટી છે. તમે એકલા હાથે એ બોજ ઉપાડો તે કરતાં બીજાઓને તેમાં ભેળવો તો તમારો બોજો હલકો થાય."

**ન્હાના શેઠ**—" એ શા સારૂં ? મ્હારે કોઇ બીજાને લગારે તસ્દી આપવાનો વિચાર નથી. મ્હારૂં જે કાંઈ છે તે સર્વ નગર જનોનુંજ છે. "

**કામદાર**—" આપણા નગર જનોમાં હાલ એમના જોટાનો કોઈ નથી. "

નવાબ સાહેબ ઘણા ખુશ થાય છે અને કહે છેઃ—

" રૂપીયા અડધા લાખનું ખરચ અડસટ્ટાયું છે. "

**ન્હાના શેઠ**—" તો એટલા. ખુદાવિંદ–લ્યો આ ચેક "
( તુરત ચેક બુક કાઢી લખી આપે છે )

નવાબ સાહેબ ઘણા ખુશ થાય છે અને શેઠનો આભાર માને છે. શેઠ હાથ જોડી અરજ કરે છેઃ—

" હું તો આપનો તાબેદાર કહેવાઉં. મ્હારો આભાર હોય ? પ્રભુએ આપને હાકિમ બનાવ્યા છે. આપને સહુ તાકાત આપી છે."

**નવાબ સાહેબ**—" તમારા જેવા નિખાલસ મનના, શુદ્ધ ભાવનાના નિષ્કામી નિસ્વાર્થિ નાગરિકો રાજ્યમાં ઘણાં હો. "

પછી શેઠ રજા માંગે છે. નવાબ સાહેબ પાન અત્તર ગુલાબ આપી તેમને રૂખસત કરે છે અને કામદારને કહે છેઃ—

"આ શેઠને ઘણીવાર મળ્યો હતો પણ તે આવા ઉદાર, સખી, નિસ્વાર્થિં અને પરમાર્થિં હશે તે જાણતો ન હતો."

કામદાર—"ખુદાવિંદ ! આપણા રાજ્યમાં મોહટા મોહટા શેઠીયાઓ પડયા છે. પણ ન્હાના શેઠની વાત જુદી છે. એતો રાજ્ય તરફથી પ્રોતસાહન મળતું નથી, નહીંતો રાજ્યને મહા ઉપયોગના થઈ પડે."

નવાબ સાહેબ—"કેવી રીતનું પ્રોતસાહન ?"

કામદાર—"બીજું તો શું ? કાંઈ માન મરતબાનું પ્રોતસાહન. મળે તો તેમનો ઉત્સાહ વધે. સ્વર્ગસ્થ નગર શેઠ પૈસે ટકે એટલા સુખી ન હતા, હાલ પણ તેમના કુટુંબની સ્થીતિ એટલી સારી નથી. ન્હાના શેઠની પાસે સારૂં ધન છે, સ્વભાવે ઉદાર અને રાજ ભક્ત છે."

નવાબ સાહેબ—"ત્યારે રાજ્યે હજુ સુધી કોઇને નગર શેઠાઈની પાઘડી બંધાવી નથી ? મને તો એ યાદ નહતું ! હું સમજુ છું કે તેમના ભત્રિજાને એ પાઘડી બંધાવવામાં આવેતો શેઠ ખુશી થાય."

કામદાર—"બેશક તેઓ ખુશી થાય. પરંતુ રાજ્યની આબરૂની દરેકને લાલચ હોય. તેમના ભત્રિજા હજુ તદ્દન ન્હાની વયના છે. નગર શેઠ જેવી જોખમદારીને લાયક થવાને હજુ ઘણાં વરસો જોઇએ."

નવાબ સાહેબ—"તેમનો મુખ્ય વ્યાપાર શું છે ?"

કામદાર—"રૂનો વ્યપાર છે, ઘણો બ્હોળો વ્યપાર કરે છે, એમનું માન વધાર્યું હોય તો રાજને કામ આવે."

નવાબ સાહેબ—"તમારી વાત ખરી છે. આપણે આગળ ઉપર એ વિષે વિચાર કરીશું."

પછી ખાનગી કામદાર સહીયો લેવાના કાગળો રજુ કરે છે. નવાબ સાહેબ સહીયો કરી આપી તેને રવાના કરે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### ચોરીની ચર્ચા.

છમ્મી જાનની ચોરી હજુ સુધી પકડવામાં આવી હતી નહી સફરદાઇને પોલીસે છોડી દીધો હતો કારણકે તે ચોર હતો એવું સાબિત થઇ શકયું હતું નહીં. પણ નવાબ સાહેબે છમ્મી જાનને રાખી હતી. આજે નવાબ સાહેબે તેને ચોપદાર મોકલી બોલાવી હતી. જ્યારે તે આવી ત્યારે નવાબ સાહેબે તેને પુછ્યું—

"કહો છમ્મીજાન! ક્યા હાલત હે"

**છમ્મીજાન**—"ખુદાકા શુકર હૈ. મગર આપકે રાજમેં અંધેર **કી હદ નહીં.** પોલીસને મેરે સફરદાઈ કો નાહક મારા પીટા. મૈંતો પહેલે હીસે કહેતીથી કે વોહ ચોર નહીં, આખિર દેખીયે છોડહી દેના પડા."

**નવાબ સાહેબ**—"મેરે રાજમેં બિલકુલ અંધેર નહીં. તુમ રાજકો કિસલિયે બદનામ કરતી હો? તુમ ચાહો તો પુલીસ કે સામને કોરટમેં ફરિયાદ કરો. તુમકો બરાબર દાદ મિલેગી. તુમ કાયદે કે મુતાબિક ફરિયાદ ન કરો દાદ ન લો ઔર રાજકો બદનામ કરો યેહ મુનાસિબ નહીં. ઇન્સાફ કે લિયે મેરી કોરટોંકે દરવાજે હમેશા ખુલે રહેતે હૈ."

ઇન્સાફ લેવા કોરટે ચઢવાની નવાબ સાહેબની સલાહ સાંભળી છમ્મીજાન ગુસ્સામાં આવી અને બોલી.

"ક્યા કોરટોંમેં હમ જૈસે ગરીબોં કો—પરદેસીયોં કો ઈન્સાફ મિલ સકતા હૈ? ઔર વોહભી પુલીસકે અમલદારકે સામને ફરિયાદ કરકે હમારે કહાં જાના? ઉન્કે દિલમેં જો કીના હોતો ઝુટા તોહમત રખકર જેલખાનેહી ભિજવા દેં. મોઆફ કરના. પુલીસકે સામને તો ખુદ હઝુરભી લાચાર હૈં મૈંને ઉસ રોઝ આપકો અરઝ કી તો આપને યેહી ફરમાયા કે પુલીસકે કામકે બીચમેં મૈં નહીં આ સકતા."

નવાબ સાહેબ રોકડો જવાબ સાંભળી શરમાઇ જાય છે. પણ વાત નભાવી રાખવા કહે છે.

" કાયદે કે આગે સબ લાચાર હૈ."

**છમ્મીજાન**—" મગર કાયદા જુલમ કરને કે લિયે હે યા રૈયતકો આરામ પહોંચાને કે લિયે હે ? ખેર, ગરીબકે પાંચસો રૂપે ગએ, આપકા તો કુચ્છ ગયાહી નહીં. વોહતો અચ્છા હુવા કે ઉસ રોઝ આપ આ ગયે ઓર મૈને આપકો કહા, વરના મુઝે મુજરેકે રૂપેભી ન મિલતે."

**નવાબ સાહેબ**—" કયા મુજરે કે રૂપે મિલ ગએ ? "

**છમ્મીજાન**—મૈંને ગુસ્સેમેં આકર આપકો કેહ દિયા ઇસ સબબસે ઇન્સપેકટર સાહબકો એસા જુલ્લાબ લગાકે મેરે પૂરે રૂપે ચુકા દિયે."

**નવાબ સાહેબ**—" યેહ અચ્છા હુવા. દેખો છમ્મીજાન ! તુમ્હારે સફરદાઇકો નાહક, મારા પીટા ઇસકી ફરિયાદ ઝરૂર કરો. મૈ તુમ્હારી મદદ કરૂંગા."

**છમ્મીજાન**—રેહને દીજીયે હુઝુર ! આપ ઇન અમલદારોંકો નહીં પ્હેચાનતે. મક્કારીમેં શયતાનકે ભી ઉસ્તાદ હોતે હૈં."

છમ્મીજાન કોરટે ચઢવાની ચોખ્ખી ના પાડે છે એટલે નવાબ સાહેબ વાત ફેરવી પુછે છે.

" અચ્છા છમ્મીજાન ! તુમકો કીસીપર શક આતા હૈ ? "

છમ્મીજાનને પોલીસ ઉપર જે રોષ અને કીનો આવ્યો હતો તે તાજો થાય છે, એટલે પોલીસ ઉપર એ ચોરી ઢોળી પાડવાના ઇરાદાથી જવાબ દે છેઃ—

" અગર આતા ભી હો તો આપકો કેહનેસે કયા ફાયદા ?"

**નવાબ સાહેબ**—" ફાયદા કયું નહીં ? હમ તહકીકાત (તપાસ) કરા સકતે હૈ. ચોરકો પકડવા કર સઝાકો પહોંચવા સકતે હૈ"

**છમ્મીજાન**—" યેહ સિર્ફ બાતેં હૈં. મુઝે તો મેરે પાંચસો રૂપે દિલ્વા દીજીયે તો બડા ઇન્સાફ મિલા."

**નવાબ સાહેબ**—તુમ્હારી ચોરી ન પકડી ગઇ તો જેબે ખાસ (ખાનગી ખરચ)સે તુમ્હે પાંચસો રૂપે દે દુંગા. વાસ્તે જીસપર શક

હો ઉસ્કા નામ બતાઓ."

**છમ્મીજાન**—" હુઝુર ! ક્યા આપ નહીં જાનતે ? ક્યું મુઝે પૂછતે હો ? "

**નવાબ સાહેબ**—" નહીં, મૈં નહીં જાનતા. તુમ ઝરા મત ડરો. સાફ સાફ બતા દો."

**છમ્મીજાન**—"આપ ઇસરાર (આગ્રહ) કરતે હોતો કહતી હું. લીજીયે આપકે ઇન્સપેકટર સાહબહી ચોર હૈં."

નવાબ સાહેબ ચમકે છે. તેમના મનમાં એવો શક ઉતપન્ન થયો હતો. છમ્મીજાનના કહેવાથી એ શકને અનુમોદન મળેથી પુછે છે.

"ઇસ્કા સબૂત ? ઇસ્કી દલીલ ? "

**છમ્મીજાન**—" ઝાહિર હૈ. મેરે શહેરમેં આનેકી ખબર સિવાએ પુલીસકે કીસીકો નથી. મૈ જબ શહેરમેં દાખિલ હુઈ તબ ચુંગી (દાણ) કે દરવાઝેપર મેરા સામાન દેખા ગયા. દેખને વાલા પુલીસકા સિપાહી થા, ઉસ્ને મેરી પેટીમેં રૂપે દેખે હોંગે. જબ ધરમ-સાલામેં આઇ તો એક સિપાહી મુજરે કે લિયે કેહને આયા, મૈં થકી હુઈ થી, મુજરા કરને જાના ચાહતી નથી. લૈકિન ઇન્સપેકટર સાહબકા હુકમ થા. ડરકર ઈન્કાર ન કર સકી. રાતકો મુજરેકે લિયે ગઇ. સામાન કે પાસ મેરે ભરોસેકે સફરદાઇકો છોડતી ગઈ. કોઈ આદમી આકર સફરદાઈકો બાહોર ચા પીને લે ગયા. ઈસ દરમિયા-નમેં ચોરી હો ગઈ. એક ઓર બાત હૈ. જીસપર આપ ગૌર કરેં. અગર રૂપે ચુરાનેવાલા ચોર હોતા તો સિર્ફ રૂપેહી ન લેજાતા. ઝેવર ઓર કપડે ભી ચૂરાકર લે જાતા. યેહતો કોઇ કાયદેબાઝ ચોર થા કે ઝેવર ઓર કપડા જો ફવરન પકડા જા સકે ન ચુરા ગયા, સિર્ફ નકદ રૂપે લેકર ચલ દિયા. અબ આપહી બતાઇયે સિવાએ પુલીસકે ઓર કૌન ઐસા કાયદેબાઝ હો સકતા હૈ ? "

નવાબ સાહેબને ખાત્રિ થઇ જાય છે, તેથી કહે છે:—

"તુમ અભી ઇસ શહેરમેં ઠેહરી રહેના. મૈં ઔર પુલીસ

અમલદાર ઇસ કામકે લિયે મુકર્રર કરતા હું, તુમ ઉસ્કો યેહ કામમેં મદદ દેના."

**છમ્મીજાન**—" મૈં મેરા રોઝગાર છોડકર ઇસ ઝમેલેમેં કહાં પડી રહું? મુઝે તો મેરે પાંચસો રૂપે મિલ જાએં તો આપકો દોઆએં દેતી હુઈ રવાના હો જાઉં. મૂઈ પુલીસકા કહાં મુકાબલા કરતી ફીરૂં? યેહતો આપને બહોત કહા તો મૈંને ઈત્ના કહા, વરના મૈંતો ખામોશહી રેહના ચાહતી થી."

**નવાબ સાહેબ**—" નહીં. મેરી ખ્વાહિશ યેહી હે કે તુમ મૈં રઝા ન દું વહાંતક યહીં રહો."

**છમ્મીજાન**—" હઝુર કા જૈસા હુકમ લૈકિન ઇસ વકતતો પેટીયે બિલકુલ નહીં મિલતે. પેહલે તો પેટીયે મિલા કરતે થે."

**નવાબ સાહેબ**—" પેટીયુંકા હુકમ કર દિયા જાયગા."

હજુરીયાઓ અને દરબારીયો હાજર થાય છે. છમ્મીજાનને જોઇને સહુની કળી કળી ખીલી જાય છે. જાલમસીંહ સહુથી પહેલો બોલે છે—

" આદાબ અરઝ છમ્મીજાન! કયાં હતાં? અમેતો સાંભળ્યું છે ત્યારથી તમારા નામની માળા જપીયે છીયે. પોલીસ ચોકીયે ભાળ્યાં તે પછી આજ ભાળ્યાં. ગામમાં ગુપચુપ આવવું અને પારકે હાથે ફસાઇ જાવું એ ઠીક નહીં. સમજ્યાં?"

**છમ્મીજાન**—" વ્હાં પુલીસકે હાથમેં ફંસીથી ઔર યહાં હઝુરકે હાથમેં ફંસી હું, હઝુર જાનેકી ઇજાઝત (રજા) નહીં દેતે. મેરે હાલપર હઝુરકી બડી મહેરબાની હૈ."

**જાલમસીંહ**—હજુર કદરદાન છે. તમારી કીંમતને સમજે છે."

**છમ્મીજાન**—" મૈંતો હઝુરકી લોંડી હું."

**એક અમીર**—યેહતો બતાઓ તુમ્હારે સફરદાઇકા ક્યા હાલ હુવા?"

**છમ્મીજાન**—" પુલીસને મારા પીટા ઔર છોડ દીયા."

**જાલમસીંહ**—" માળું આવું અંધેર તો આહીજ હસે. મારો

કોઇ પુરો નીચ કે તાયફાની કમાઈ ચોરી જાય. છમ્મીજાન ! અમારા હજુરને એની ઘણી દીલગીરી થઈ. પણ તમારે મુંઝાવું નહીં. હજુર એ બધાનો બદલો વાળી દેશે."

**છમ્મીજાન**—ઇસ ઉમીદપર તો બેઠી હું. વરના કબકી ચલી ગઇ હોતી."

નવાબ સાહેબ ઈશારો કરે છે કે જાલમસીંહને બનાવો. તરત એક હજુરી છમ્મીજાનને કહે છે.

" છમ્મીજાન સાંભળ્યું ? જાલમસીંહ કાકા ત્રીજું ઘર કરે છે. તમારે એમને ત્યાં મુજરો કરવા રોકાવું પડશે."

**છમ્મીજાન**—" ઇસ ઉમરમેં તીસરી શાદી, મૈં નહીં માનતી."

જાલમસીંહ મુછે તાવ દઈ લગાર મરોડથી કહે છે.

' ઇસ ઉમરમેં ' એટલે ? શું હું તમને ઘરડો બરડો લાગું છું ? તમે કયાં નથી જાણતા કે મરદ ઘરડો થતોજ નથી ?"

**હજુરી**—" મરદ ઘરડો થતો નથી એ વાત ખરી છે. પણ તમારી ગણતરી તમે મરદમાં શાથી કરો છો ? જાણતા નથી કે એ બાયડીનો ધણિ મરેલો ગણાય છે ? મરદ તો એને મારતાએ નથી."

નવાબ સાહેબને હસવું આવે છે. જાલમસીંહ ઉશ્કેરાય છે અને કહે છે.

" ત્યારે ત્હારા બાપને બે બાયડીયો હતી તે મરદ ન હતો ?"

બધાં ખડખડ હસી પડે છે. જાલમસીંહ જાણે આખી મીજલસને મ્હાત દીધી હોય તેમ અકડે છે. નવાબ સાહેબ કહે છે.

"જાલમસીંહ ! એ બધાં નાદાન છે. તમે તમારે તમારૂં સુઝયું કરો. "

**જાલમસીંહ**—" જી હા, ગરીબપરવર ! આપ તજવીજ કરી દીયો એટલી વાર !"

વખત ઘણો થઇ ગયો હતો એટલે નવાબ સાહેબ કચેરી બરખાસ્ત કરે છે. સહુ વિખરાઇ જાય છે.

---

## પ્રકરણ ૭ મું.

### જાતે તપાસ.

નવાબ સાહેબ ઝનાનખાનામાં જઇ પલંગ ઉપર વિચારમાં પડે છે. તેમને છમ્મીજાનની ચોરી વિશેનો ભેદ જાણવાની ઘણી જીજ્ઞાસા થાય છે. નવાબ સાહેબ પ્રકૃતિયે સારૂં કહેવાયાની કીર્તિના ઘણાં લોભી હતા. જે સારૂં થાય તે પોતાના હાથે થયું કહેવાયાને ઘણું ચાહતા હતા. હવે તેમને રાજના કામમાં રસ આવ્યો હતો. છમ્મીજાને પોલીસ ઉપર જે શક જાહેર કર્યો તે વાત તેમને ગળે ઉતરી હતી. ઇન્સપેકટરેજ એ ચોરી કરાવ્યાની તેમને ખાત્રિ થઈ. પણ એ વિષે પુરાવા મેળવવા મુશ્કીલ હતા, તેમને દાણ દરવાજા ઉપરનો સિપાહી યાદ આવ્યો એટલે તે સિપાહીને જાતે બોલાવી તપાસ કરવાની તેમને ઇચ્છા થઇ. તરતજ ટેલીફોન કર્યો. સિપાહી હાજર થયો.

નવાબ સાહેબે તેને કહ્યું—

" જો, માલિકની પાસે કદી જુઠું બોલવું નહીં. જે પુછું તે કોઇનીયે બ્હીક વિના સાચેસાચું કહી દેવું. એથી હું ત્હારા ઉપર પ્રસન્ન થઇશ અને તને ઇનામ આપીશ ! કેહ તે છમ્મીજાનનો સામાન માંડવીમાં તપાસ્યો હતો ? "

**સિપાહી**—" જી હા, ગરીબ પરવર ! "

**નવાબ સાહેબ**—" તેમાં શું હતું ? "

**સિપાહી**—" દાણની કોઇ ચીજ ન હતી. પહેરવાના લુગડા અને દાગીના હતા."

**નવાબ સાહેબ**—" તેમાં રોકડા રૂપીયા ન હતા ? "

**સિપાહી**—" ના સાહેબ ! રૂપીયા મ્હારા જોવામાં આવ્યા નથી. "

નવાબ સાહબ વિચારમાં પડી જાય છે. વળી પુછે છે. "બરાબર યાદ છે ? "

**સિપાહી**—" મેં રૂપીયા જોયા ન હતા, મ્હારેતો દાણની કાંઇ

ચીજ છે કે નહીં એટલાજ પુરતું જોવાનું હતું. એટલે દાણુની કાંઈ ચીજ ન હતી એ ખાત્રિથી કહી શકું."

**નવાબ સાહેબ**—"છમ્મીજાનને ચોરીની જાહેરાત આપી છે, તે તું જાણે છે?"

**સિપાહી**—"જી હા, નામદાર!"

**નવાબ સાહેબ**—"છમ્મીજાન તો એમ કહે છે કે, તેં રૂપીયા જોયા હતા."

**સિપાહી**—"મેં પેટીને ખોલાવરાવી હતી. એથી મેં જોયા હોય એવું તેણે કહ્યું હશે. પણ મેં જોયા નથી. જો તે એમ કહેતી હોય તો જુઠું બોલે છે."

નવાબ સાહેબ તેને આ હકીકત છુપી રાખવાની વરધી આપી રજા આપે છે અને છમ્મીજાનને પાછી બોલાવે છે. છમ્મીજાન હાજર થાય છે અને પુછે છે.

"કયું હઝુર! ફિર કયું યાદ ફરમાઇ?"

**નવાબ સાહેબ**—"વોહ ચુંગીવાલે સિપાહીકો મૈંને બુલાકર પૂછા કે તુને છમ્મીજાનકી પેટીમેં રૂપે દેખે થે? તો વોહતો સાફ ઈન્કાર કરતા હૈ!"

**છમ્મીજાન**—"હઝુર! મૈં હાથ જોડકર અરઝ કરતી હું કે આપ ઇસ કિસ્સેકો કોતાહ (ટુંકો) કરેં. મેરે રૂપે ગએ તો આપ પર સદકે (કુરબાન) કીયે. હઝુર કાહેકો પરેશાન હોતે હૈં?"

**નવાબ સાહેબ**—"મૈં કયું ન પરેશાન હોઉં? ઈસ્મેં મેરી રિયાસતકી બદનામી હૈ. ગુન્હેગારકો ઢુંઢ નિકાલના મેરા કામ હૈ. હાં તો કહો યેહ કયા બાત હૈ કે સિપાહી ઇન્કાર કરતા હૈ?"

**છમ્મીજાન**—"આપકી પોલીસ સચ્ચી ઓર મૈં ઝુટી. ચલો ફેસલા હુવા, મૈં ઓર કયા કહું? મૈંનેતો કેહ દિયા કે મુઝે પુલીસ-પર શક હૈ. અબ આપ કિસીકો પુછો તો કયા વોહ કબુલ કર લે? વોહ સિપાહી ઝુટ કેહ ગયા. યા મુઝે ઐસા ખ્યાલ રેહ ગયા કે ઈસ્ને દેખે થે. શાયદ નભી દેખે હોં."

નવાબ સાહેબ ઘણાં મુંઝાય છે. સિપાહી છમ્મીજાનને જુદી કહેવાનો પ્રયત્ન કરતો હતો. છમ્મીજાન તેને જુદો પાડવાની કોશીશ કરે છે. આમાં નિર્ણય કેમ કરવો એ તેમને સમજણ પડતી નથી એટલે અકળાય છે અને છમ્મીજાનને રજા આપે છે.

---

## પ્રકરણ ૮ મું

### " પ્રજાપોકાર " નો અંક

આજે સવારમાં નાસ્તા વખતે દીવાન સાહેબ " પ્રજાપોકાર " નો અંક વાંચવા મોકલે છે. છાપાઓ ઉપરના જાપતા અને અંકુશ દૂર કર્યા વિષે અને ધાંધલિયાઓને છોડી મૂકયા વિષે એમાં અગ્ર લેખ લખાયો હતો. નવાબ સાહેબને એ વિષે છાપાવાળાઓના અભિપ્રાય જાણવાની ઘણી જીજ્ઞાસા હતી. એટલે તરતજ તેઓએ તે છાપું ખોલ્યું. દીવાન સાહેબે લાલ પેનસીલથી ત્યાં નીશાન કરી લખયું હતું કે જુઓ ! રાજ્યની દયા અને મારી વિષે કેવી માર્મિક શંકા બતાવી છે. નવાબ સાહેબ વાંચે છે:—

### હૃદયપલટો કે મુસદ્દિગરી ?

કહેવાય છે કે મહાત્મા તકીશાહના સદ્બોધથી આપણા નવાબ સાહેબે શિકારનો શોખ ત્યજી રાજ્ય કામમાં લક્ષ દેવું શરૂ કર્યું છે અને તેની શુભ અસર રાજ્યના ચાલકો ઉપર જોવાય છે. પ્રજા જાણીને ખરેખર ખુશ થશે કે રાજ્ય તરફથી છાપાંઓ ઉપર જે જાપ્તાઓ મુકવામાં આવ્યા હતા તે દૂર કરવામાં આવ્યા છે અને જેમને ઉદ્દામ ધાંધલીયા તરીકે પરહેજ કરવામાં આવ્યા હતા તેમને વગર શરતે છોડી દેવામાં આવ્યા છે. અમે પણ રાજ્યના આ પગલાંને ઘણા હર્ષથી વધાવી લઇયે છીયે. પણ તે ખરો હૃદય પલટો છે કે ભોળી પ્રજાને ભમાવવાની કોઇ નવી મુસદ્દિગરી છે એ ચોક્કસ કહેતાં અચકાઇયે છીયે, અમારો જુના

જુદા રાજ્યોનો લાંબો અનુભવ તો એમજ સુચવે છે કે આ કોઈ નવી યુક્તિ અને નવી મુસદ્દિગરી હોવી જોઈએ. લાંબી લાંબી મુસાફરીયોમાં પ્રજાને પૈસે મોજ માનનારા રાજાઓ, શિકારમાં બીચારા મુંગા પ્રાણિયોના પ્રાણ હરનારા હાકિમો, કોઈ મહાત્માના એકાદ વેણથી જો સ્વભાવે આમ બદલાઈ જતા હોય તો તે ચમત્કાર જ ગણાય. પણ ચમત્કારો તો ભુતકાળમાં થતા હતા, આ સુધરેલ વર્તમાન કાળમાં તો ચમત્કારો ઘણા ઓછા જોવાય છે. તો પણ મત બાંધવામાં અમે ઉતાવળ કરતા નથી. નવાબ સાહેબને અમે ખરા જીગરના ધન્યવાદ આપીયે છીયે અને એટલું વિનવવાની તક લઈએ છીયે કે સારા રાજ્યનો સર્વ આધાર છાપાંઓ અને વર્તમાનપત્રોની આબાદી ઉપર અને ટીકાકારોની ટીકા ઉપર રહેલો છે. છાપાંઓની આઝાદી અને ટીકાકારોની ટીકા એ રાજ્યના ટેકાઓ છે.

અમે છાપાઓના અધિપતિયોને તેમજ ભાષણ કર્તાઓને પણ આ તકે સુચવ્યા વિના રહી શકતા નથી કે તેમણે પણ રાજ્યની મહેરબાની મેળવવાના જુદા ખ્યાલમાં આવ્યા વિના પોતાનું કર્તવ્ય બરાબર બજાવે જવું. એમાં રાજ્ય અને રૈયત બન્નેનું શ્રેય રહેલું છે."

"શિકાર બંધ થવાથી અને નવાબ સાહેબનું લક્ષ રાજ્ય કામ તરફ દોરાવાથી જોકે અમે ખુશ થયા છીએ તો પણ નવાબ સાહેબ હજુ નાચ મુજરાની મેહફિલોનો શોખ તજી શક્યા નથી એથી અમે દિલગીર થયા છીયે, કહેવાય છે કે છમ્મીજાનને ખાસ એ માટે બોલાવવામાં આવી છે અને જાલીમસીંહના બગીચામાં નાચ મુજરાની મેહફિલો ઉડવાની છે. જ્યારે રાજાઓ નાચ મુજરામાં આનંદ માને ત્યારે રાજ્યના અધિકારીયો પણ એજ રંગમાં રંગાય એ સ્વભાવિક છે. પ્રજા ઉપર પણ સારી અસર પડે નહીં એ દેખીતું છે. કહેવત છે કે યથા રાજા તથા પ્રજા, છમ્મીજાન આવી તેજ રાતે પોલીસ ઈન્સ્પેક્ટરને ત્યાં મુજરો થયો, અને તેજ રાતે છમ્મીજાનને ઉતારેથી રૂપીયા પાંચસોની ચોરી થઈ. જ્યારે રાજા અને અધિકારીયો આવી

રીતે મોજ ઉડાવતા રહે ત્યારે બીજું શું પરિણામ આવે ? ખુબી એ છે કે અત્યાર સુધી ચોરી પકડાઈ નથી આથી પ્રજા ઘણી ગભરાઈ છે. તેને જાન માલની સલામતીનો મોટો ભય લાગ્યો છે. આ ચોરી વિષે પ્રજામાં અનેક ચર્ચાઓ ચાલે છે. ઘણાઓને તો એવી શંકા થઈ છેકે આ ચોરી પોલીસે પોતે કરાવેલી હોવી જોઈયે. પોલીસની કપટ જાળથી કોણ અજાણ્યું છે ? લોકોની એ શંકામાં કદાચ વજુદ હોય. જ્યારે ચોરી જાહેર થઇ ત્યારે પોલીસે ઉલટાં છત્મીજાનના નોકરનેજ ઝુડયો. અમે અમારા જાતી અનુભવ ઉપરથી કહીયે છીયે કે જ્યારે જ્યારે કોઇને ત્યાં ચોરી થએલી છે ત્યારે ત્યારે પોલીસે ચોરી જાહેર કરનારના ઘરનાજ માણસોની ચોકશી કરી તેમની આબરૂ હલકી પાડી છે. આ બીના શું સુચવે છે કે જાણે પોલીસ એમ કહેતી હોય કે તમે ચોરીની જાહેરાત આપવા શા માટે આવ્યા છો. જ્યારે આવ્યા ત્યારે લાવો તમારા ઘરના માણસોની ચોકશી કરીશું એથી ઘણા સારા માણસો, તેમને ત્યાં ચોરી થાય છે ત્યારે તેની જાહેરાત આપવા પોલીસમાં ન જતાં મુંગા મોઢે બેશી રહે છે. શું નવાબ સાહેબ એ વિષે ચાંપતા ઉપાયો નહીં લે કે જે પોલિસ ઉપર પ્રજાને આવી શંકા હોય તેવી પોલિસ નભાવી રાખવામાં શું લાભ હોઇ શકે છે પણ અત્યારે અમે તે વિષે કાંઈ વધુ લખવા માગતા નથી. માત્ર એટલુંજ કહીયે છીયે કે હવે આવા અંધેરનો અંત આવે તો રાજા અને પ્રજા બન્નેના હિતમાં સારૂં થાય."

આ લેખ વાંચી નવાબ સાહેબે ઉંડો નિશ્વાસ નાંખ્યો. છાપાઓના અધિકારીયોને અને ધાંધલીયાઓને મુક્ત કરવાથી લોકલાગણી સુધરશે અને છાપાઓનું વલણ તેમની જાત પ્રતિ સારૂં નિવડશે એવી તેમને જે આશા હતી તે આ લેખથી નષ્ટ થઇ. તેમની શુદ્ધ નિષ્ઠાનું કાર્ય પણ મુસદ્દગિરી ગણાયું એ બીનાથી તેઓ નાસિપાસ થયા. પણ વિચાર કરતાં તેમને દેખાયું કે આવી ગેરસમજુતી ઉત્પન્ન

થવાનું કારણ રાજા અને પ્રજા વચ્ચેના વિશ્વાસ ગુમ થવાનું છે, જો રાજા અને પ્રજા પાછાં મન મેળવતાં થાય—એ બન્નેમાં વિશ્વાસ સ્થાપન થાય તો આવી ગેરસમજુતીઓ વધુ રહે નહીં. એ માટે સમય અને ઉદાર રાજાનીતિની જરૂર છે. આ ખ્યાલથી તેમને હિમ્મત આવી. પણ તેમની નાચ મુજરાની મેહફિલોની હકીકતથી વળી તેમને નાસિપાસી થઈ. છાપાંઓનો તેમની ખાનગી જીંદગી ઉપરનો હુમલો તેમને ગમ્યો નહીં. " હું મ્હારી ખાનગી જીંદગીમાં ગમે તેમ વર્તું એની સાથે બીજાઓને શું નિસ્બત હોઈ શકે. ઘણા શ્રિમંતો એવી રીતે એશમા મુસાફરીયોમાં—નાચ મુજરામાં પૈસા ખરચે છે અને પોતાનો વખત ગાળે છે એમને કોઈ કહેતું નથી. માટે રાજાઓએ શું ચોરી કીધી છે કે તેમના ઉપર આવી ટીકાઓ કરવામાં આવે છે ? રાજાઓના એશની અસર રૈયતને થતી હોય તો બીજાઓના એશની અસર પણ તેમના સંબંધીયોને થાય છે,પણ એટલા માટે લઇને તેઓ નિંદાતા નથી. પણ રાજાઓ વાતવાતમાં નિંદાય છે. " આવા વિચારોમાં નવાબ સાહેબ લીન હતા એટલામાં છમ્મીજાનની ચોરીની હકીકત યાદ આવી. જેમ છમ્મીજાનને પોલીસ ઉપર શક હતો તેમ છાપાંવાળાઓ અને લોકોને પણ પોલીસ ઉપર શક હતો એથી તેમના પોતાના શકને ટેકો મળ્યો. તરતજ તેમણે પોલીસ ઈન્સ્પેકટરને નોકરીમાંથી બાતલ કરવાનો નિશ્ચય કીધો અને દીવાન સાહેબને બોલાવ્યા.

## પ્રકરણ ૯ મું.

### ઇન્સપેકટરનો ખુલાસો

દીવાન સાહેબ હાજર થાય છે અને પુછે છેઃ—

" કેમ હજુર? પ્રજાપોકાર વાંચ્યું? "

નવાબ સાહેબ—" જી હા. પણ છમ્મીજાનની ચોરી વિષે કાંઇ તપાસ થયો?"

**દીવાન સાહેબ**—"તપાસ ચાલુ છે. કાંઈ પત્તો મળતો નથી."

**નવાબ સાહેબ**—" સર્વ હકીકત ઉપરથી તથા સંજોગો ઉપરથી મને તો એમજ લાગે છે કે એ ચોરી કરનાર પોલિસ ખુદ છે.મને એવો શક હતો. જમ્મીજાનને પણ એજ શક છે. આ છાપું અને લોકો પણ તેમજ માને છે. ત્યારે એવી શકમંદ પોલીસ કાયમ રહેવાથી પ્રજા પિડાય એ ખોટું નથી? માટે હું પોલીસ ઇન્સપેકટરને નોકરીમાંથી રજા આપવાના નિર્ણય ઉપર આવી ગયો છું."

દીવાન સાહેબ પ્રજાપોકાર લઇ જો કે વાંચી ગયા હતા છતાં બીજી વાર શાંત ચિત્તે વાંચે છે અને પછી કહે છે:—

" નામદાર હજુર ! છાપાંઓ ઉપર આધાર કેવી રીતે રાખી શકાય ? જુઓ ! છાપું તો આપ ઉપર પણ શક આણે છે. આપે જે મહેરબાની અને દયા કીધી તેને મહેરબાની અને દયા નહીં પણ કોઈ મુસદ્દીગરી માને છે. "

**નવાબ સાહેબ**—' હું પ્રજાનું હિત અને કલ્યાણ ચાહનારો છું એ વાત સમય અને મારી ભવિષ્યની રાજ્યનીતિ સાબિત કરી દેખાડશે. ઇન્સપેકટરને નોકરીમાંથી કાઢી મુકયાથી પ્રજાનો વિશ્વાસ વધશે અને મારો હૃદયપલટો સિદ્ધ થશે. પોલીસ અમલદારનું કામ નોકરીથી ગાફિલ રહેવાનું નથી. પોતે નાચ મુજરામાં રહે અને ગામમાં ન પકડાય તેવી ચોરીઓ થાય ત્યારે તેવા અમલદારને ઘેરજ બેસાડવો યોગ્ય છે."

**દીવાન સાહેબ**—" હજુર! આપ માલિક છો, જેને ચાહો તેને અને જ્યારે ચાહો ત્યારે રજા આપી શકો છો. પણ માત્ર શંકા ભર્યા સંજોગોને કારણે એટલું સખત પગલું લેવું ન્યાય રીતિ નથી. આપણે કયા ધોરણે તેમ કરી શકીયે? નામદાર સાહેબ! આ સિધ્ધાંતનો સવાલ છે. જો આપણે માત્ર શંકા ઉપરથી એમ કરીએ તો તો પછી રાજ્ય કેવી રીતે કરી શકીયે ? વાન વાતમાં શંકાઓ ઉત્પન્ન થાય, અને વાતવાતમાં શંકાઓ ઉત્પન્ન કરાવવામાં

આવે તો શું આપણે દરેક વખતે એ આધારે રાજ્યના નોકરોની બહાલી બર-તરફી કર્યા કરવી? જો એમ કરીયે તો લોકો પણ તેનો લાભ લેતાં ચુકે નહીં. વાત વાતમાં અધિકારીયો વિરૂધ જુઠાં સાચાં હુમલાઓ કરે અને આપણને ભંભેરી મુકે. હજુર! માત્ર અધિકારીયોજ ખોટા, સ્વાર્થી અને લાંચીયા-રૂશ્વતખોર હોય છે એવું નથી. લોકોપણ ઓછા ખટપટી અને તરકટી હોતા નથી. આવી સ્થીતિમાં બકરી કાઢતાં ઉંટ પેસાડવા જેવા આપણા હાલ થાય. છાપાંઓના અધિપતિયો અને લોકો વ્યવહારિક દ્રષ્ટિથી કશું જોતા નથી. એતો જે કામ કરતા હોય તે જાણી શકે."

**નવાબ સાહેબ**—"અંદરથી મન ગવાહી આપતું હોય-સંજોગો પણ તેવા હોય, છતાં આપણે કાંઇ ન કરતાં બેસી રહેવું?"

**દીવાન સાહેબ**—"બેસી શા માટે રહેવું? આપણે પોલિસને તાકીદ કરીયે-ડરાવીયે-ધમકાવીયે-એ બધું કરીયે, પણ નોકરીમાંથી બાતલ કરીયે એ લગાર વધારે પડતું છે. વળી આ પ્રસંગે એમાં એક બીજો ભય પણ છે. આવી અનેક ચોરીયો થઇ છે અને હજુ પકડાઈ નથી, તોપણ આપણે એ કારણે કોઇને નોકરીમાંથી રજા આપી નથી. જો આ પ્રસંગે તેમ કરીયે તો લોકોમાં એમજ કહેવાય કે, બીજા પ્રજાજનોની ચોરી થઈ ત્યારે નવાબ સાહેબને રહેજે લાગ્યું નહીં. પણ જ્યારે છમ્મીજાન તવાયફને ત્યાં ચોરી થઈ ત્યારે નવાબ સાહેબને એટલું બધું લાગી આવ્યું અને એટલા બધા જાગૃત થયા કે પોલીસ ઈન્સ્પેકટરને તરત ચોરી ન પકડવાના કારણે નોકરીમાંથી બરતરફ કર્યો. આવી રીતે આપ જે બદનામીમાંથી બચવા માંગો છો તે બદનામી પાછી કાયમની કાયમ રહે......... ......... વળી રાજ્યના બીજા સારા નોકરોને પોતાની નોકરીની સલામતી દેખાય નહીં અને તેથી ઘણી ખરાબીયો ઉભી થાય, માટે હું એક બીજો ઉપાય સુચવું છું. હાલ ઈન્સ્પેકટરની રેવન્યુ ખાતામાં બદલી કરવી અને તેની જગ્યાએ બીજો અમલદાર નીમવો. ઈન્સ્પે-

ક્ટરે રેવન્યુ ખાતામાં કામ કીધેલું છે, એટલે એ ત્યાં ચાલી શકશે."

**નવાબ સાહેબ**—"મને મંજુર છે. મ્હારે ગમે તે ભોગે આ ચોરીની હકીકત જાણવી છે અને કહેવાતું અંધેર બંધ કરાવવું છે."

**દીવાન સાહેબ**—"આપણે ઇન્સ્પેકટરને બોલાવી એ વિષે તેની સામે ચર્ચા કરીએ તો શું વાંધો છે?"

**નવાબ સાહેબ**—"મને કાંઇ વાંધો નથી."

ટેલીફોન કરી ઇન્સપેકટરને બોલાવવામાં આવે છે. તે આવે છે ત્યારે દીવાન સાહેબ તેને પુછે છે;—

"છમ્મીજાનવાળી ચોરીની તપાસ ચાલે છે કે કેમ?"

ઇન્સ્પેકટર—"તપાસ ચાલુ છે, રાતદિવસ એજ ફિકરમાં છું."

**દીવાન સાહેબ**—"સંજોગો ઉપરથી નવાબ સાહેબને એમ દેખાય છે કે આ ચોરી તમારા ખાતાએ કરાવેલી હોવી જોઇએ."

**ઇન્સ્પેકટર**—"નવાબ સાહેબને એમ દેખાતું હોય તો એટલાં અમારાં કમનસીબ! ખરા જીગરથી નોકરી બજાવવા છતાં ધણિને એમ સુઝે તો પછી થઇ રહ્યું. પણ અમારા ઉપર એવી શંકાનું કારણ?"

**નવાબ સાહેબ**—"હું ચોખ્ખે ચોખ્ખી વાત કરી દેવા માગું છું મને મુસદ્દીગરી આવડતી નથી. જે રાતે ચોરી થઇ તે રાતે તેણીને તમે મુજરા માટે બોલાવી હતી. તમને માસીક રૂપીયા સવાસોનો પગાર અને તેટલાજ રૂપીયા તમે મુજરામાં ખર્ચી શકો એ શક પડતી વાત છે. વળી છમ્મીજાનના આવવા વિષે પોલીસ વિના બીજું કોઈ જાણતું ન હતું. તે ઉપરાંત ચોર કોટવાળને દંડે તેમ તેના સફરદાઇને કુટી નાંખ્યો. એ સર્વ કારણો તમારા ઉપર શક પૈદા કરાવે છે. છમ્મીજાનને પણ તેવોજ શક છે. છાપાઓ અને લોકોપણ એમજ માને છે અને મને પણ એવા શકનું વ્યાજબી પણું દેખાય છે."

ઇન્સ્પેકટર—"ખુદાવિંદ સરકાર ! જો મ્હારા ઉપર આવા કારણોસર શક હોયતો હું તે વિષે કાંઈ અરજ કરવા માંગું છું. છમ્મીજાનની પાસે કદાચ મફત મુજરો કરાવવો બની શકે—જોકે મેં તેના મુજરાના પૈસા ચુકવી દીધા છે. તો પણ તેને મુજરામાં બોલાવી તેના ઘરમાં ચોરી કરાવવા જેવું નીચ કામ ન કરી શકાય. મ્હારા માથે જાત છે, ખાનદાન છે, મને નોકરીની પ્રતિષ્ઠા અને આબરૂની જરૂર છે. આપની મીઠી નજરની અને કૃપા મેળવવાની જીજ્ઞાસા છે. મૂર્ખમાં મૂર્ખ માણસ ન કરે એવું અમે પોલીસવાળા કરીયે, એવું આપ માનો તો ખરેખર એ અમારી બદકીસ્મતીની વાત છે. નામદાર સરકાર ! છમ્મીજાન એક ઉત્તાદ તાયફો છે. તેણે ઘાટ ઘાટના પાણી પીધાં છે. મેં તેને મુજરા માટે બોલાવી તે રાતે તેને મુજરાના પૈસા મેં આપ્યા નહીં એટલે તે સમજી કે, મેં મફત મુજરો કરાવ્યો છે અને હું તેને કશું આપનારો નથી. એથી તે મ્હારી સાથે ખીજે ભરાઈ. એ વિષે તેણે આપને કહ્યું અને મ્હારે અને એને લગાર સખત બોલાચાલીયે થઇ. એ કારણે એ મ્હારા ઉપર આ તોહમત ઓઢાડતી હોય તો એ સમજાય તેવું છે. સફરદાઇને તપાસવાના મ્હારી પાસે કારણો છે. તે એક ડામીસ થએલો માણસ છે. છાપાઓવાળા હમેશાથી મ્હારી વિરૂદ્ધ છે. મ્હારાજ રીપોર્ટ ઉપરથી છાપાંઓ ઉપર જામા મુકાયા હતા. હજુ તેમના લેખો માટે હુંજ રીપોર્ટ કરૂં છું. હજુ હુંજ સભાઓમાં ભાષણોનો રીપોર્ટ કરવા જાઉં છું. લોકો મ્હારી એ નોકરીને જાણે છે. મને દેશદ્રોહી અને રાજ્યનો ગુલામ કરી પુકારે છે. જ્યાં લોકોને મ્હારા પ્રતી આવો તિરસ્કાર હોય ત્યાં તેઓ મને ફસાવવાનું કાંઈએ કરતાં બાકી રાખે ખરા કે? નોકરીના કારણે મ્હારે કેટલીકવાર સખત અને કડક થવું પડે છે. પોલીસ ચોકશીમાં કેટલાકને મારવા પડે છે અને કેટલાંકને ગાળો ભાંડવી પડે છે. એથી તેઓ મને બદનામ કરે એમાં શું નવાઇ જેવું છે? જો નામદાર સરકાર એવાંઓના કહેવા ઉપર અમલ

કરે તો પછી અમે રાજ્યની નોકરી કેવી રીતે બજાવી શકાયે? હા હા અમારો ખરો કસુર હોય તો આપ ચાહો તેવી શિક્ષા કરી શકો છો, આપ નામદારે જેવી ચોખ્ખી વાત કીધી તેવીજ ચોખ્ખી વાત મેં નિવેદન કીધી છે. હવે જે હુકમ આપો તે મને માન્ય છે. હું હજુ-રને ખાત્રિ આપું છું કે, આ ચોરીમાં પોલીસના કોઈ પણ માણસનો હાથ નથી. મ્હારી તે પકડી પાડવાની કોશીશ જારી છે. નામદાર ખુદાવિંદ! તે એક દિવસનું કામ તો છેજ નહીં. પકડાય તો સ્હેજે પકડાય અને ન પકડાય તો તદ્દન ન પકડાય."

ઇન્સપેકટરનો આ ખુલાસો સાંભળી હજુરનો ગુસ્સો ઉતરી ગયો, તેમને ઇન્સપેકટરનો ખુલાસો વિચારવા જોગ લાગ્યો તેમને લાગ્યું કે, છમ્મીજાન કદાચ દ્વેષથી ચોરી ચઢાવતી હોય તો ના પડાય નહીં. હજુ નવાબ સાહેબ કાંઈ કહે તે અગાઉ દીવાન સાહેબે ઇન્સપેકટરને કહ્યુઃ—

" નવાબ સાહેબનો વિચાર રેવન્યુ ખાતામાં તમારી બદલી કરવાનો છે અને ચોરી પકડવાનું કામ બીજા કોઇ અમલદારને સોંપવા માગે છે. "

**ઇન્સપેકટર**—" હું હજુરનો ગુલામ છું, જ્યાં રાખશે ત્યાં નોકરી બજાવીશ, પણ મને આ ચોરી પકડવાની જીજ્ઞાસા છે. વળી જો આ પ્રસંગે મ્હારી ફેરબદલી થશે તો મ્હારા દુશ્મનો મ્હારા સ્હામે હસશે, અને તેથી મ્હારી પ્રતિષ્ઠાને હાની પહોંચશે."

નવાબ સાહેબ ઇન્સપેકટરની આજીજી અને દલીલોથી તદ્દન ઓગળી ગયા તેમણે કહ્યું—

" તમે ત્યારે એ ચોરી પકડવાની જામીનગીરી આપો."

**દીવાન સાહેબ**—" એવી જામીનગીરી કેવી રીતે આપી શકે? એતો હજુરને એના ઉપર વિશ્વાસ હોય તોજ બને."

**નવાબ સાહેબ**—" વારૂ, હું ચાર માસની મુદ્દત આપું છું. જો એ મુદ્દતમાં ચોરી નહીં પકડ.ય તો પછી હું તમને બરતરફ કરીશ. હવે તમે જાઓ."

ઇન્સપેકટર સલામ બજાવી ત્યાંથી બહાર નીકળ્યો. રસ્તામાં તેને **રેહમતશાહ કલન્દર** મળ્યા. ઈન્સપેકટરને જોઈને ખડખડ હસ્યા. ઇન્સપેકટરને રેહમતશાહ ઉપર આસ્થા હતી એટલે તેણે હાથ જોડી વિનંતી કીધી—"બાપુ કૃપાદ્રષ્ટિ કરો." રેહમતશાહ વધુ હસ્યા તેમણે એક ખોબો ધૂળ ભરી ઈન્સ્પેકટરની આંખોમાં નાંખી કહ્યું—"હડધૂત ! અંખીયા રૌશન, અંખીયા રૌશન." ઈન્સપેકટર આંખો મસળતો ઉભો રહ્યો અને રહેમતશાહ ત્યાંથી નાશી ગયા.

રેહમતશાહ કલન્દર એક મસ્ત ફકીર હતા. ખેરાબાદમાં ઘણાં વરસોથી રહતા હતા. ન્હાના મોહટા સહુ "બાપુ" ના નામથી ઓળખતા. રેહમત શાહ જ્યાં આવ્યું ત્યાં સુઈ રહેતા, જ્યાં આવ્યું ત્યાં ખાઈ લેતા, જેને ચાહે તેને ગાળો દેતા, જેના ચાહે તેના ઘરમાં ઘુસી જતાપણ કોઈ તેમને વારી શકતું નહીં. સર્વ લોકો તેમને ઓલ્રાયો લેખતા એટલે તેમની સર્વ રંજાડ સહી લેતા. તેમની ગાળો દોઆઓ—આશિર્વાદ ગણાતી. કેટલીક વાર તેઓ નવાબ સાહેબના મહેલમાં ઘુસી જતા, ત્યાં જે ચાહે તે કરતા પણ કોઈની તાકાત નહીં કે રેહમતશાહને કાંઇ કહી શકે. એકવાર નવાબ સાહેબની કચેરીમાં આવી ચઢેલા. જાલમસીંહને જોઈને કહે કે, મ્હારે ત્હારી મુંછો કાપવી છે. જાલમસીંહે તરત કાતર હાથમાં મુકી. રેહમતશાહ હશ્યા અને ચાલતા થયા. એકવાર નગર શેઠના બંગલામાં ઘુસી નગરશેઠના પલંગ ઉપર ચઢી બેઠા હતા. અઠવાડીયું ત્યાંજ પડયા રહ્યા હતા. શેઠના બૈરાં છોકરાંઓએ તેમની ઘણી ચાકરી કીધી. ત્યાંથી જંગલમાં ચાલ્યા ગયા હતા, આ રેહમતશાહ મળતાં ઈન્સ્પેકટરના મનમાં તેમની દોઆ મેળવવાની જીજ્ઞાસા થઇ અને તેથી કૃપા દ્રષ્ટિની વિનંતી કીધી. રેહમતશાહે આંખોમાં ધૂળ નાંખી "અંખીયા રૌશન" કહ્યું જેથી ઇન્સપેકટર ઘણો ખૂશ થયો. તેને લાગ્યું કે "હવે મ્હારી આંખો રૌશન થઇ અને હવે હું તે ચોરી પકડી

શકીશ. આજે ખરેખર બાપુ મ્હારા ઉપર રીઝી ગયા છે, નહીં તો તેઓ કદી એમ વરતત નહીં." રસ્તામાં એક પીરની દરગાહ હતી ત્યાં તે ગયો. એક નારીએલ વધેર્યું અને મીઠાઇ ચઢાવી ત્યાં રહેતા ફકીરોમાં વહેંચી ઘેર આવ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

### પ્રજાહિતચિંતક સભા.

ન્હાના શેઠે કુવા ગળાવવા તથા ઢોરોને ઘાસ ચારો પૂરો પાડવાના પરમાર્થ માટે જે અરધા લાખની રકમ નવાબ સાહેબના ચરણોમાં ધરી હતી તે સખાવતના કામ માટે તેમનો આભાર માનવાનો વિચાર કરવા "પ્રજાહિતચિંતક સભા" ના સભાસદો "પ્રજાહિત ચિંતક ગ્રહ" માં ખાનગી ભેગા થયા હતા. શેઠ મજકુર પોતાની જુદી જુદી દુકાનોનો વહિવટ જોવા પરદેશ ગયા હતા. સભાનું પ્રમુખસ્થાન શેઠ મજકુરના એક મિત્ર વકીલને અપાયું હતું; આવી ખાનગી સભાનો રિપોર્ટ મેળવવા ઇન્સપેકટરે એક સભાસદને ફોડી રાખ્યો હતો. પ્રમુખે સભા બોલાવવાનો હેતુ સમજાવતાં કહ્યું—

"એવાં સખી વજૂદ અને પરમાર્થિ આગેવાનોને યોગ્ય માન આપવું એ નાગરિકની પહેલી ફરજ છે. જ્યારે લોકોને પાણીની તંગી હોય, મુંગા ઢોરોની ત્રાસદાયક સ્થીતી હોય ત્યારે એ આફતોને દૂર કરવા બહાર પડવું એવા સખી વજૂદોથીજ બની શકે, આપણે એ વિષે નવાબ સાહેબનો પણ આભાર માનવો ઘટે. તેઓ રૈયતના દુઃખોમાં પુર્ણ ભાગ લઈ દુઃખ નિવારણના સર્વ ઉપાયો યોજે છે. નવાબ સાહેબે કુવા ગળાવવાનું, ગામેગામ નવા કુવા ખોદાવવાનું કામ ધમધોકાર આગળ ચલાવ્યું છે. ઘાસ ચારાનો પણ સારો સંગ્રહ થતો આવે છે........આપણે એ બન્નેની ઉદારતા માટે અત્યંત પ્રસંશા દેખાડવી જોઇયે. તે સંગીન પ્રસંશા શું હોઇ શકે એ વિચારવાના

હેતુથી આપણે અહીં એકઠા થયા છીયે." આટલું બોલી પ્રમુખ બેસી ગયા.

આણંદરાવ નામનો એક સભાસદ ઉભો થયો અને તેણે કહ્યું.

"પ્રજામાંથી કોને માન આપવું અને કોને ન આપવું એ કેવળ પ્રજાના અધિકારની વાત છે. પણ પ્રજા દિવસે દિવસે ગુલામ અને ખુશામદી થતી જાય છે એનો મને ખેદ થાય છે."

કેટલાક સભાસદો બોલી ઉઠયા—

"પ્રજાનું તમે અપમાન કરો છો. એવું આંહીં નહીં બોલાય?"

"હું જે કહું છું તે સત્ય કહું છું. મ્હારી દલીલો તો સાંભળો. શેઠે પ્રજાના ચરણોમાં એ રૂપીયા ધર્યા નથી, શેઠે તો એ રૂપીયા નવાબ સાહેબને આપ્યા છે. જો શેઠના મનમાં પ્રજાની લેશ લાગણી હોત તો એ રૂપીયા પ્રજાને આપત, અને પ્રજા તેની ઇચ્છા મુજબ તેનો ઉપયોગ કરત. શેઠ પ્રજાને ખુશ કરવા ચાહતા નહ તા—તેઓને પ્રજાના હિતની દરકાર હતી નહીં. તેઓ તો નવાબ સાહેબની મીઠી નજર માટે આતુર હતા. તેમણે તો એ વિષે પ્રજાનો અભિપ્રાય લેવા જેટલો પણ વિવેક દેખાડયો નથી, ત્યારે તેમણે પ્રજાહિતચિંતક ગણવા અથવા પરમાર્થિ કહેવા અથવા તેમણે આપેલી રકમને સખાવત લેખવી એ કેવળ ખૂશામદ છે. મને ચોખ્ખું કહેવા દયો કે એમાં શેઠનો એક છૂપો સ્વાર્થ રહેલો છે. તેઓ કોઇપણ રીતે નવાબ સાહેબને રાજી કરી પોતાના સગીર વય ભત્રિજાનો હક ઓળવી નગરશેઠ બનવા માંગે છે. નવાબ સાહેબને રૂપીયાની ભૂખ અને શેઠને માન મરતબાની ભૂખ એટલે નવાબ સાહેબ પોતાના અમલદાર મારફત માન મરતબાની લાલચ આપી એવા માન ભૂખ્યા પાસેથી નાણાં કાઢવાની તજવીજ કરે છે. માટે પ્રજા તરફના માનના અધિકારી ન શેઠ છે ન નવાબ સાહેબ છે, નવાબ સાહેબ પોતાનો સ્વાર્થ સાધે છે ત્યારે શેઠ પરમાર્થનો ડોળ ઘાલી પોતાના સ્વાર્થને આગળ વધારે છે, એટલે નવાબ સાહેબ શેઠનો આભાર માને અને શેઠને જે જે કાંઈ નવાઝેશો

અને માન મરતબો મળે એ માટે તેઓ નવાબ સાહેબનો આભાર માને એમાં પ્રજાને શું લેવા દેવા છે.

**બીજો સભાસદ**—"ઉદાર અને સખી વજૂદ શેઠ માટેના આવા ઉદ્દગારો અમને અસહ્ય છે. શેઠના તેવા સ્વાર્થિ હેતુ વિષે અમે કશું જાણતા નથી. પણ શેઠના એ કાર્યથી ગરીબ પ્રજાને રાહત મળી છે એ જાણીયે છીયે. પ્રજાતો પોતાના લાભને જુવે છે. ને પ્રજાને લાભ પહોંચાડે તે પ્રજાના માનનો અધિકારી છે. એવા પરમાર્થિ શેઠની પોતાના ભત્રિજાનો હક મારવાની યુક્તિ હોય અથવા નવાબ સાહેબ પૈસાની લાલચના કારણે માનમરતબો વેચતાં હોય એવું નતો માનવાને અમે તૈયાર છીયે ન એ સવાલને હાલ કશી નિસ્બત છે. આપણે કોઇના ખોટા ખરા ઈરાદા જાણી શકીયે નહીં. આપણે તો કાર્યના પરિણામને જોઇયે."

**આણંદરાવ**—"પણ એથી પ્રજા છેતરાય છે. છળ કપટની બાઝીયો રમાય છે. આપણે શેઠને આપણી સભાના મેમ્બર બનાવવા ગયા હતા ત્યારે તેઓએ કેવો ઉડાઉ જવાબ આપ્યો હતો? ગરીબ વિદ્યાર્થીયોને સ્કોલરશીપો અપાવવાની હતી ત્યારે કેવું રોકડું પરખાવ્યું હતું? હવે એજ શેઠને આ સભા તરફથી માન આપવામાં આવેતો એનો એજ અર્થ થાય કે સભા તેમને માનને લાયક સમજે છે તેમને પોતાના આગેવાન ગણે છે. એનું પરિણામ એ આવે કે રાજ્ય ઉંધું દોરવાય અને શેઠને માનમરતબાને લાયક ગણી તેમને જોઇન્તી પદવી આપે. આવી રીતે આ સભા શેઠની સ્વાર્થ બાઝીનું હથીયાર થઈ પડે. અમે શેઠના હાથમાં એવું રમકડું બનવા માંગતા નથી. એજ કારણથી હું એ દરખાસ્ત વિરૂદ્ધ છું." આણંદરાવના પક્ષકારો પુકારી ઉઠયા:–

"બેશક અમે રમકડું બનવા માંગતા નથી. આણંદરાવની વાત ખરી છે."

તકરાર વધી પડી શેઠના મિત્રોએ કહ્યું "એ વિષે સહુના મત

લેવામાં આવે. સર્વ જણાઓએ વાત કબુલ કીધી. મત લેવાનાં શરૂ થયાં બહુ મતિ શેઠને માન આપવાની તરફેણમાં થઈ આણુંદરાવ સભા મુકી ચાલતો થયો અને સભા વિખરાઈ ગઈ.

# પ્રકરણ ૧૧ મું.

## કામદારનું ભોપાળું

નવાબ સાહેબને ઇન્સપેક્ટર તરફથી ઉપલી સભાનો રીપોર્ટ મળ્યો. આજે જાલમસીંહના બગીચામાં ગોઠ હતી. પણ નવાબ સાહેબે તે મુલતવી રખાવી કારણ કે આ રીપોર્ટમાંની હકીકતમાં તેમને ઘણો રસ આવ્યો હતો. આણુંદરાવનો વીરોધ તેમણે ઉત્સાહ પુર્વક વાંચ્યો. જ્યારે ન્હાના શેઠે તેમની હજુર રૂપીયા અરધા લાખની રકમ ધરી ત્યારે તેમને શેઠ વીષે અને કામદાર વીષે ઘણો ઊંચો ખ્યાલ બંધાયો હતો પણ જાહેરી પરમાર્થ, શુદ્ધ ભાવના અને નગર દાઝના પરદા પાછળ આટલો મ્હોટો સ્વાર્થ હતો એ તેમને આ રીપોર્ટ ઉપરથી જણાયું. શેઠે અને કામદારે રૂપીયા આપતી વખતે જે જે માર્મીક વાતો કીધી હતી તેનો ખરો અર્થ આ રીપોર્ટે સ્પષ્ટ કરી સમજાવી દીધો. પણ પોતે પૈસાના ભુખ્યા છે અને માન મરતબાની લાલચ આપી બીજાઓ પાસેથી પૈસા કઢાવે છે એ આક્ષેપ મુકાએલો જોઈ તેમને ખેદ થયો. કામદારને નવાબ ઘણા ખુલ્લાં મનનો સમજતા હતા. તેના ઉપર પણ શંકા આવેલી વાંચી તેમને દીલગીરી થઇ. આ રીપોર્ટના વાંચનથી નવાબ સાહેબને કાંઇ ગુસ્સો આવ્યો, કાંઇ શોક થયો અને કાંઈ હર્ષ થયો. ગમે તેમ પણ તેમને એટલી તો ખાત્રી થઇ કે આણુંદરાવ ઉંચા ચારીત્રનો, હીમ્મતવાન અને સત્ય બોલનારો માણસ હતો.

તેમને મનમાં ઇચ્છા થઈ કે આવી સભાઓમાં જો હું જઇ શકું તો કેવો રસ આવે? પણ નવાબો રાજાઓ કે મહારાજાઓની કીસ્મ-

તમાં સાદી સરળ અને સ્વતંત્ર જીંદગીનું સુખ જવલ્લેજ લખાએલું હોય છે. તેમને તો જીંદગીની ખરી સ્વતંત્રતાની એક પળ પણ મળી શકતી નથી. નવાબ સાહેબને ઘણીવાર કોઇ ન જાણે તેમ અને કોઇ ન ઓળખે તેમ એકલા ફરવા જવાનું મન થતું હતું, પણ તેટલુંએ તેઓથી બની શકતું ન હતું; એકવાર હિમ્મત કરી, વેષ બદલીને તેવા ઇરાદાથી નીકળ્યા હતા, પણ નીકળતાંજ પ્હેરેદારોને હાથે પકડાઈ ગયા હતા. તેઓ કોઇપણ રીતે પોતાની હીલચાલો બીજાઓથી છુપી રાખી શકતા નહતા. આજે તેમને આણંદરાવને મળવાની ઇચ્છા થઈ. આણંદરાવ ગ્રેજ્યુએટ હતો. અંગ્રેજી દવાઓ વેચી પોતાનો નિર્વાહ કરતો હતો. નવાબ સાહેબે તરતજ નીચે મુજબ ચીઠ્ઠી લખીઃ—

જલાલ મહલ

તા. ૧—જાન્યુઆરી ૧૯૨૪

પ્રિય આણંદરાવ

મ્હારે તમારૂં કાંઇ કામ છે. જો કાલે ચાર વાગે ઉપલા ઠેકાણે આવી મળશો તો આભારી થઇશ, તમને આવવા દેવા માટે પ્હેરેદારોને વરધી અપાઈ ગઇ છે.

**નવાબ સઆદતખાં**

ઘોડેસ્વારની સાથે ચીઠ્ઠી મોકલી દેવામાં આવી.

આણંદરાવ દુકાન ઉપર બેઠો હતો. ચીઠ્ઠી વાંચી આશ્ચર્ય પામ્યો, તેને અનેક તરંગો આવ્યા, તેણે તરત જવાબ લખ્યો કે "આજ્ઞાનુસાર જરૂર હાજર થઇશ."

નવાબ સાહેબ આ મુલાકાત ખાનગી અને છુપી રાખવા ચાહતા હતા પણ સવાર ચીઠ્ઠી લઇને જાય, પ્હેરેદારોને વરધી મળે ત્યારે એ છુપી રહે એ કેવી રીતે બને ! હજુરીયાઓ અનેક તર્ક કરવા મંડયા.

બીજે દીવસે આણંદરાવ વખતસર આવ્યો, નવાબ સાહેબ તેને ખાનગી ઓરડામાં લઇ ગયા, ઓરડાની બહાર પ્હેરો ચઢાવી દીધો. નવાબ સાહેબે આણંદરાવને હસ્તમેળાપ કરતાં કહ્યું.

"તમને મળીને હું ઘણો ખુશ થયો. મેં પ્રજાહિતચિંતક સભાનો રીપોર્ટ વાંચ્યો તે ઉપરથી તમને તસ્દી આપી."

સભાનું નામ સાંભળી આણંદરાવ ચમકયો કારણકે તે બેઠક તદ્દન ખાનગી હતી.

"નામદાર સરકાર હજુર હાજરી આપવાનો મને પ્રસંગ મળ્યો એ મ્હારા અહોભાગ્ય ગણું છું."

**નવાબ સાહેબ**—"ન્હાના શેઠે અરધા લાખની રકમની જે સખાવત કીધી તેમાં તેમનો સ્વાર્થ હતો એવી હકીકત તમે સભામાં કહી તે શા આધારે કહી?"

આણંદરાવ વધુ ચમકયો અને કાંઈક બ્હીન્યો. નવાબ સાહેબે તેને હીમ્મત દીધી:—"તમારે લગારે સંકોચાવું નહીં. મને એ જાણવાની જીજ્ઞાસા છે એટલે પુછુ છું."

**આણંદરાવ**—"એ હું જાણતો હતો તે આધારે."

**નવાબ સાહેબ**—"માન મરતબાની લાલચ આપીને. મેં એ રૂપીયા કઢાવવાની તજવીજ કીધી છે એ તમે શા આધારે કહ્યું?"

**આણંદરાવ**—"આપ નામદારનો ખાનગી કામદાર એ ખટપટમાં હતો એ આધારે."

ખટપટ શબ્દ સાંભળી નવાબ સાહેબ ચમકે છે.

"મ્હારો ખાનગી કામદાર શું ખટપટમાં હતો?"

**આણંદરાવ**—"એ લાંબો કીસ્સો છે. મને માફ રાખો તો સારૂં એમાં ઘણાઓના છીદ્ર ઉઘાડવાનો ભય રહે છે."

**નવાબ સાહેબ**—"તમારે લગારે ભય રાખવો નહીં."

**આણંદરાવ**—"એમાં મ્હોટાઓની આબરૂનો સવાલ છે તેવા સવાલની ચર્ચા શીષ્ટાચાર વીરૂદ્ધ છે."

નવાબસાહેબ વ્હેમાય છે. જાણવાને ઘણાજ ઉત્સુક બને છે.

"હું કોઈની આબરૂ લેવા માંગતો નથી તેમ કોઇનો ફજેતો કરવા ચાહતો નથી. હું માત્ર વાકેફ થવા ઈચ્છુ છું."

**આણંદરાવ**—"એ વાકેફગારીમાં કાંઇ માલ નથી. એમાંથી કશો લાભ નીકળશે નહી."

**નવાબ સાહેબ**—" ખરી વાત એ છે કે જ્યારે મ્હારો કામદાર અને ન્હાના શેઠ એ રકમ અર્પવા આવ્યા તે અગાઉ મને તે વિષે લગારે ખબર ન હતી, છતાં એ પૈસા મેં માનમરતબાની લાલચ આપી કઢાવ્યા છે એવો વ્હેમ તમને આવ્યો તેનું શું કારણ છે? એ જાણવાની મને સ્વભાવિક રીતે જીજ્ઞાસા થાય છે. વળી તમે તમારા વિરોધમાં કહ્યું હતું કે તેમાં શેઠનો અંગત સ્વાર્થ હતો એ વિષે પણ હું કશું જાણતો નથી."

**આણંદરાવ**—" એ વિષે હું કાંઈ અરજ કરૂં તે કરતાં આપ જાતે તેની તપાસ કરાવી લો તો સારૂં."

નવાબ સાહેબ એક નિશ્વાસ નાંખી કહે છેઃ—

" જુઓ આણંદરાવ! અમો હાકિમોની એજ મ્હોટી મુશ્કીલ છે. અમે જાતે કશું જોઈ શકતા નથી. લોકો જેવી રીતે પ્રત્યક્ષ (સીધી રીતે) જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તેવી રીતે અમને પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. અમને જે જ્ઞાન થાય છે તે હમેશાં પરોક્ષ રીતે થાય છે. અમારે હમેશાં બીજાઓના ઉપર વિશ્વાસ કરવાનો હોય છે. અમારા વિશ્વાસના માણસો અમને જે ખબર આપે તે ઉપર અમે અમલ કરી શકીએ. હવે જો આ વિશ્વાસના માણસો ખુદ વિશ્વાસનો ભંગ કરી અમને અવળે માર્ગે દોરે અને અમે તેથી દોરવાઇએ તો એમાં નવાઈ જેવું કશું નથી. તમે મને જાતે તપાસ કરવાનું કહો છો એ સત્ય છે પણ હું જાતે તપાસ કરવા માગું છું એટલે તમને પુછું છું. અમે એથી વિશેષ તપાસ તો કરી શકતાજ નથી, તમે નહીં કહો તો હું બીજાને પુછીશ. હવે તે મને જે કહે તે ખોટુંએ હોય અને ખરૂંએ હોય એમાં મ્હારી મુશ્કીલ કેટલી વધે છે એનો વિચાર કરો. આખર અમે પણ માણસજાત છીએ, કાંઈ ફિરિશ્તા નથી અથવા અમને કાંઇ ગૈબનું ઇલમ હોતું નથી. ઘણીખરી વખત તો મને એમજ લાગે છે કે દુન્યામાં અદલ ઇન્સાફ કાયમ થવા માટે, ખુદાના સમાગમમાં રહેનારો—ખુદા પાસેથી સીધું જ્ઞાન મેળવનારો કોઈ નિષ્કામ–નિષ્કપટ–નિષ્કલંક હાકિમ હોય તોજ ખરો ઇન્સાફ થાય.

તેને પોતાના કીધેલાં અદલ ઈન્સાફ ( ન્યાય ) માં લગારે શંકા હોય નહીં તેમ લોકોને પણ તેના ઈન્સાફમાં પુર્ણ વિશ્વાસ અને આસ્થા હોય પણ તેવું નથી એટલે હકુમતનો સર્વ આધાર સંજોગો અને અનુમાન ઉપર રહેલો છે. આવી સ્થીતિમાં ભુલો થવાનો સંભવ રહે છે. મને કેટલાંક કારણોથી તમારા ઉપર વિશ્વાસ આવ્યો છે. વળી તમને એમાં કાંઈ સ્વાર્થ હોય એવું દેખાતું નથી તેથી તમારા મોહ થકી એ વિષે સાંભળવા મને ઇચ્છા થઈ છે. જમાનો ઘણો બારીક આવ્યો છે. ન્હાના શેઠના માટે હું સમજતો હતો કે તે જે આપી ગયા હતા તે નિસ્વાર્થ બુદ્ધિથી આપી ગયા હતા અને કામદારે જે મહેનત કીધી હતી તે કેવળ પરમાર્થ બુદ્ધિથી કીધી હતી પણ હવે મને તેમાં શંકા થઈ છે."

**આણંદરાવ**—"શંકા નહીં નામદાર ! એમાં તેમનો સ્વાર્થજ હતો. તો પણ મને માફ કરો તો સારૂં. એથી હજુરને રંજ થશે. **એમાં કામદારનું મોહટું ભોપાળું છે.**"

**નવાબ સાહેબ**—"મ્હારા કામદારનું ભોપાળું ? એ તો મ્હારા અતિ વિશ્વાસનો માણસ છે ! !"

**આણંદરાવ**—એ હશે. પણ હું જે કહું છું તે તદ્દન સત્ય કહું છું."

**નવાબ સાહેબ**—"ત્યારે મને એ જલ્દી કહો હું તમારો આભારી થઈશ,"

**આણંદરાવ**—"આપના કામદારની સારી પ્રતિષ્ઠાને હું બગાડવા ઇચ્છતો નથી. માત્ર આપનો આગ્રહ છે વળી આપ ખરી હકીક્ત જોતા થાઓ તો એથી પ્રજાને લાભ છે એમ સમજી કહું છું. આપ જાણો છો કે ન્હાના શેઠ વયે વૃદ્ધ છે. તેમણે બીજું ઘર કીધું છે જે જવાન છે. કામદાર અને એ બાઈ એકજ ગામના રહેવાશી છે. એ બાઈની સાથે કામદારનો આડો વ્યવહાર કહેવાય છે. શેઠની સાથે બાઈના લગ્નનું ચોખટું ગોઠવી દેનાર પણ કામદાર છે. બાઇને પોતાના સગીર ભત્રીજાની નગરશેઠાઇની ઘણી ઇર્ષા

છે. પોતે નગરશેઠાણી થાય એ તેની મોહટી તૃષ્ણા છે. કામદારે એ અપાવવા બીડું ઝડપ્યું છે. અને એ માટે આપના ચરણોમાં પેલા રૂપીયા ધરવાની યુક્તિ યોજાઈ છે. શેઠ વૃદ્ધ હોવાથી તે બાઈના નચાવ્યા નાચે છે. આ બાબત ઘણાં થોડાં માણસો જાણે છે. જે નગરશેઠ હોય તે નાતનો પણ શેઠ બને છે. અને તેથી નાત જાતમાં પુર્ણ હકુમત ચલાવી શકાય છે. આટલી મ્હોટી આબરૂ અને નાત-જાતની હકુમત ખરીદવામાં કદાચ હજારોનો ખરચ થાય તો એ કાંઇ વધારે નથી. આટલામાં આપ સમજી જશો.

આ હકીક્ત સાંભળી નવાબ સાહેબ સ્તબ્ધ થઈ ગયા જેમ કોઈ આઘાત થયો હોય તેમ થોડી વાર ચુપ રહી બોલ્યા.

" શું આ હકીક્ત ખરી છે ? "

**આણંદરાવ**—" મને જુઠું બોલવામાં કશો લાભ નથી મ્હારે કાંઈ કામદારી જોઇતી નથી. "

**નવાબ સાહેબ**—" શેઠાણીની સાથે કામદારનો આડો વ્યવ્હાર હતો કે છે ? "

**આણંદરાવ**—" છે. હાલ શેઠ પરદેશ ગયા છે, શેઠાણી એકલાં અહીં છે. શહેર બહારના બંગલામાં રહે છે. કામદાર રાતે ત્યાંજ સુવે છે ?

**નવાબ સાહેબ**—" હું તમારા ઉપર શંકા કરતો નથી.કદાચ તમને પણ એ હકીકત ખોટી મળી હોય, મને જાત માહેતી નહીં હોવાની મુશ્કેલી તો ઉભી રહે છે. મ્હારે એની જાતે ખાત્રી કેમ કરવી?"

**આણંદરાવ**—" જો ચાહોતો જાત માહેતી પણ કરાવી શકું. પણ એથી લાભ શું ? "

**નવાબ સાહેબ**—" કામદાર જેવો કેળવાએલો માણસ–મ્હારા પુર્ણ ભરોસાનો માણસ આવું કામ કરે એની મને તાજુબી થાય છે."

**આણંદરાવ**—" આજકાલની કેળવણીની એ ખામી છે, હાલની કેળવણી ચારિત્ર ખીલવતી નથી. એ તો મ્હોટા ભાગે વૈભવ–વિલાસ અને માયા મોહને પોષે છે. જે કેળવણીમાં જેને આપ

'માફે ખુદા' કહો છો અને જેને અમે 'પ્રભુનો ડર' કહીએ છીએ એનો લેશે અંશ હોતો નથી. એ કેળવણીને ચારિત્રની કસોટી માની શકાય નહીં. માટે કેળવણીની કસોટી વડે માણસને કસવામાં મ્હોટી ભુલ થાય છે."

**નવાબ સાહેબ**—"સત્ય છે. મને પણ એમજ લાગે છે. કેળવણીના વધારા સાથે કાવા દાવા અને સ્વાર્થ પણ વધ્યા છે. વારૂ! તમે મને જાત માહેતી કેવી રીતે કરાવી શકો છો?"

**આણંદરાવ**—"એક રીતે આપ છુપા વેશે મ્હારી સાથે ચાલો. આપણે બન્ને શેઠના બગીચાના કમ્પાઉન્ડમાં પાછલે દરવાજેથી ઘુશી જઈયે.. તેઓ જે ઓરડામાં સુવે છે તે ઓરડાની પાછળ એક જાળી છે ત્યાં છુપાઈ બેશી તેમની સ્થીતી જોઈયે. પણ બંગલો લગાર દુર છે. પગે ચાલીને જવું પડશે. કાંઈ જોખમ ખેડવું પડશે. ચોખ્ખું સાહસ છે. આપે આપનો કોઈ માણસ સાથે રાખવો નહીં તેમ કોઈને એ વિષે કાંઈ કહેવું નહીં એટલી મ્હારી શરત છે. વળી કામદાર સાથેની આપની વર્તણુંકમાં પણ કાંઈ ફેર પડવા દેવો જોઇયે નહીં, જો કબુલ હોય તો હું નજરે દેખાડી દઉં."

નવાબ સાહેબ તરત કહે છેઃ—

"હું તેયાર છું, પણ હું રાત્રે એકલો નીકળું એ છુપું રહી શકે નહીં. કદાચ પ્હેરેદારો જોઈ જાય."

**આણંદરાવ**—"આપના મ્હેલમાં જવા આવવાનો કોઈ છુપો રસ્તો નથી?"

**નવાબ સાહેબ**—"ઠીક યાદ દેવરાવ્યું, હા, એ રસ્તેથી નીકળી શકાશે."

**આણંદરાવ**—"આપ ક્યારે પધારી શકશો?"

નવાબ સાહેબ વિચારમાં પડી જાય છે. આ માણસ જેવો દેખાય છે તેવો પ્રમાણિક ન હોય અથવા કાંઈ હેતુ સર તે આવું કાવત્રું રચતો હોય તો એમ એકલાં જવાથી એના કાવત્રાના ભોગ થઈ જવાય એવી શંકા તેમના મનમાં આવે છે, વળી હાકિમ માણ-

સનું અજાણ્યા માણસની સાથે અજાણી જગ્યાએ એકલાં જવું સલાહ ભરેલું કહેવાય નહીં તેથી તેઓ ચોક્કસ કહેતાં અચકાય છે. આણુંદરાવ નવાબ સાહેબના મનના આ સંશયને સમજી જાય છે જેથી કહે છે:—

"મ્હારી વિનંતી તો એટલીજ છે કે એ વિચાર માંડીવાળો તો સારૂં કારણ કે એમાં કશો લાભ નથી."

**નવાબ સાહેબ**—"ના, ના, મને એ જાણવા જોવાની ઘણી જીજ્ઞાસા છે, જો કે તે સાહસ છે પણ ખેડવા જેવું સાહસ છે. આજથી ચોથી રાતે રાખીએ તો કાંઈ અડચણ છે?"

**આણુંદરાવ**—"આપને જ્યારે સગવડ હોય ત્યારે રાખો. ત્યારે મ્હારે આપને કયાં મળવું?"

**નવાબ સાહેબ**—"મહેલના દક્ષિણાદી દરવાજાથી અરધો માઈલે જે ટેકરો છે અને તે ટેકરાની પાસે એક ડેરી છે ત્યાં બરાબર રાતના દસ વાગે હું વાણિયાના વેશે હાજર રહીશ. તમે મને ત્યાં મળો."

**આણુંદરાવ**—"તે જગ્યા જરા ઉજડ છે. હું એકલો હઈશ માટે આપ વખતસર પધારો એટલી વિનંતી છે."

**નવાબ સાહેબ**—"આ વિષે કોઈને કાંઈ ખબર પડે નહીં એની સાવચેતી રાખશો. હું સમજુ છું કે તમારા આંહી આવવાની હકીકત ઘણાઓના જાણવામાં આવી હશે. તેઓ કદાચ તમને પુછશે કે નવાબ સાહેબે તમને શા માટે બોલાવ્યા હતા તો તમે શું કહેશો?"

**આણુંદરાવ**—"હું કહીશ કે મ્હારા ધંધાના અંગે મ્હારે કાંઈ અરજ કરવાની હતી. તેથી મેં વખત પુછાવ્યો હતો. નવાબ સાહેબે સવાર મોકલી વખત કહેવરાવ્યો હતો."

**નવાબ સાહેબ**—"જુઓ! આણુંદરાવ હું તમારા ઉપર વિશ્વાસ કરૂં છું."

**આણુંદરાવ**—"આપ અમારા માલિક છો. હું આપના વિશ્વાસને પાત્ર નિવડવા ઈચ્છું છું. આપ જાતે જોવા અને માહેતી મેળ-

વવા આટલા બંધા આતૂર છો. એ જોઇને મને ઘણો હર્ષ થયો છે. હાકિમો જાતે જુવે અને ભલા બુરાને ઓળખે એટલુંજ પ્રજા તેમની પાસે માંગે છે.”

**નવાબ સાહેબ**—હું એક મુસલમાન છું. મ્હારા જેવા નવાબો અનેક થયા અને ખુદાની રેહમતે પહોંચ્યા. મ્હારે પણ મરવું છે અને કયામતના દિવસે ખુદાને મોઢું દેખાડવું છે. રખેને હું મ્હારી ફરજ ચુકું અને મ્હારા હાથથી જુલમ થાય એવો ભય હરઘડી મ્હારા મનમાં રહ્યા કરે છે.”

**આણંદરાવ**—“એ તકીશાહ સદાત્માના આપેલા ધાર્મિક (દીની) શિક્ષણનો પ્રતાપ છે. નહીં તો આજકાલની કેળવણી આવા વિચાર અને ભય ઉત્પન્ન કરતી નથી.”

**નવાબ સાહેબ**—“અમારા ધર્મશાસ્ત્ર “કુરઆને શરીફ”માં જુલમ કરનાર ઉપર લાનત કરવામાં આવી છે. જુલમ એ મહા ભયંકર પાપ છે. જેના ઉપર લાનત થઇ હોય તે ખુદાની રેહમતથી દુર રહે છે. હું જો રૈયતનું કાંઇ ભલું ન કરી શકું તો ખેર પણ મ્હારા હાથથી કોઇનું બુરૂ તો નજ થવું જોઇએ એટલે હું એ સર્વ જોખમ ઉપાડવા તૈયાર થયો છું. તે કેવળ હું મ્હારી ફરજ બજાવવા ખાતરજ કરૂં છું. છાપાઓ નાચ મુજરાઓની મેહફિલો વિષે મ્હારા ઉપર ટીકાઓ કરે છે. હું સમજુ છું કે નાચમુજરાના આનંદો સર્વ વ્યર્થ છે. પણ મ્હારે કેટલાંક કારણોસર એ નભાવી રાખવા પડે છે. મ્હારી રીતભાતમાં કાંઈ ફેર પડયો છે અથવા હું દેખતો થયો છું અને ખરી હકીકત જાણવા માગું છું એવું મ્હારા હજુરીયાઓ અને ગોઠીયાઓને ન જણાય એટલા માટે મેં એ બધું ચાલુ રાખેલું છે. જો હું તેમ ન કરૂં તો તેઓ બહુ ચેતી જાય અને તેથી હું જે કાંઈ જોવા માગું છું તે જોઈ શકું નહીં—માહેતી મેળવી શકું નહીં. મેં કોઇને આજ સુધી મ્હારા મનની વાત કરી નથી. તમારાજ ઉપર પહેલી મુલાકાતમાં વિશ્વાસ કીધો છે.”

**આણંદરાવ**—"હું આપનો ઘણો આભાર માનું છું. આજ સુધી હું આપ ઉપર ટીકાઓ કરતો રહ્યો છું, આપની વિરૂદ્ધ બોલતો રહ્યો છું પણ એ બધું આપને જાણ્યા પીછાણ્યા વિનાનું હતું, એની મને આજે ખાત્રી થઈ છે. હું એ સર્વ માટે અતિશય શરમીંદો છું અને આપ નામદારની માફી માગું છું. આજે આપે મને ગુલામ બનાવી લીધો છે આપની અદના સેવા કરવાનું માન મ્હારા માટે મ્હોટા ગર્વનું કારણ બનશે. મેં હજુરને ઘણી તસ્દી આપી છે, હવે હું રજા લઉં છું. ઠરાવેલા વખતે બરાબર હાજર રહીશ."

**નવાબ સાહેબ**—"બહુ સારૂં."

---

## પ્રકરણ ૧૨ મું.

### ભંગીયાઓની રાડ–ફરિયાદ.

રાજાના હજુરીઆઓ અને પાસવાનો એ એક જાતના એકટર હોય છે. જેવો પ્રસંગ હોય તેવો વેશ ધારણ કરે અને જેવો ચાહે તેવો પાઠ ભજવે. આણંદરાવ ઓરડાની બહાર નીકળે છે એટલે હજુરીયાઓ ઝુકી ઝુકીને સલામ કરે છે. જાલમસિંહ આવી ચુક્યા હતા. પણ ખાનગી છે અને નવાબ સાહેબ આણંદરાવની સાથે વાતચીતમાં છે કહેવામાં આવેલું હોઇ બહાર રોકાઇ રહ્યા હતા. આણંદરાવને જોઈને "અહો ! આણંદરાવ તમે કયાંથી ? હાથ તો મેળવો." કહેતાં આગળ વધ્યા તમારા પિતાશ્રી અને મ્હારે ઘણો નાતો હતો. તમે સાવ ન્હાના હતા એટલે કદાચ ન જાણતા હો. અઠવાડીયામાં બે ત્રણ વાર મળીએ નહી તો એક બીજાને ચેન પડે નહીં... ..............નવાબ સાહેબની પાસે ઘણું બેઠાં ! ! કાંઇ અમારા લાયક કામ હોય તો ખૂશીથી કહેજો. તમે ભણીગણી હુશીયાર થયાં એ જોઇ અમારી આંખો ઠરે છે.

**આણંદરાવ**—"આપ મુરબ્બી છો. કામ હશે તો આપનેજ

કહેવાશે." જાલમસીંહ વાત કઢાવવા પ્રયત્ન કરે છે.

"કામ અરજ હશે એટલે આવ્યા હશો." * * * * * *
"અમે તો સાંભળ્યું કે હજુરે તમને બોલાવવા ખાસ સવાર મોકલ્યો હતો! * * * * * * સારૂં, સારૂં, રાજદરબારમાં તમે હો, તો ભલાં અમારા જેવાંનેએ લાભ છે ને!"

આણંદરાવ—"એમાંશું શક છે?"

જાલમસીંહ—"હજુરમા જવું છે એટલે હાલ તો લ્યો રામ રામ!"

આણંદરાવ ત્યાંથી ચાલ્યો જાય છે. જાલમસીંહ પાછા વળે છે અને હજુરના ખાસ પાસવાનને કહે છે—

"આસ્યા! ઈ કેમ આવ્યો હતો? કાંઇ ખબર પડી કે નહીં? મોટો વાયડો છે! જોજે કોઈનું ઉંધું ન વાળે. એ વળી કયાં પડખે ચઢયો?"

પાસવાન—"કાંઇ ખબર પડયા નહીં કાકા! પણ ઘણીવાર બેઠો એટલું જાણ્યું."

જાલમસીંહ—"લગાર ઓરડાની પાસે જઇ શંશા લઈ લેવી તી! સાળો સાવ નમાલા ને?!"

પાસવાન કાંઇ જવાબ આપે તે અગાઉ નવાબ સાહેબે અવાજ સાંભળી જાલમસીંહને અંદર બોલાવ્યા.

જાલમસીંહ "હાજર થયો હાજર" કહેતાં અંદર દાખલ થયા.

"આજ તો બહાર બેશી બેશીને થાકી ગયો. હજુર તો કોઈ મોટી કામગીરીમાં પડયા હોવ એમ લાગે છે. મારી તો ગોઠે રઝળી પડીને!"

નવાબ સાહેબ—"અમીર ઉમરાવો હજુ નથી આવ્યા?"

જાલમસીંહ—"બધા હાજર છે નામદાર! અલ્યા છે? જો બધાં આમ તેમ બેઠા હશે એમને બરકી આવ. કેહકે હાલો હાલો હજુર યાદ કરે છે."

સહુ દરબારો હાજર થાય છે. તાંઝીમ બજાવી લાવી પોત પોતાની જગ્યાએ બેસે છે અમીર કહે છે:—

" અફીણના બંધાણીને વખતસર અફીણ ન મળે તો બગાસાં ઉપર બગાસાં આવે એમ હજુરના દીદાર વગર આપણી હાલત થાય. ×××× હજુર સેજ કામમાં હતા ને વાર લાગી તો આપણે સહુ સાવ મુંઝાઈ ગયા, "

જાલમસીંહ—" સાવ સાચું છે. પણ પેલો આણંદો આવ્યો હતો, મહા વાયડો છે. ઘડીમાં પરડ મૂકેજ નહીં. એતો હજુર ધિરજવાળાં છે. બીજો હોય તો તરત હાંકી મુકે. એટલી પરડ સાંભળે જ નહીં ને."

નવાબ સાહેબ—" તમે એને ઓળખો છો જાલમસીંહ."

જાલમસીંહ—" આજનો ? સાવ ન્હાનો હતો ત્યારથી ઓળખું છું. મહા બે શરમ છે. આપણા કામદાર એને ત્યાંથી દવાઓ ખરીદતા હતા, બીલ ચુકવવામાં કાંઇ વાર લાગી હશે એટલે એક દીવસ ભર બજારમાં કામદારને પકડયા. આંખમાં શરમજ ન મળે, કામદારે ઘણા કાલાવાલા કીધા પણ ઇ વાયડો તે માને ? કામદાર ધિરજથી વાત કરે પણ ઈ તો એમજ કહે કે તમારૂં કામદારપણું મ્હારા આગળ નહીં હાલે. બીચારા કામદારે ત્યાંને ત્યાં પેસા ઉધાર લઈ તેને ચુકવી દીધાં. × × × × ઇ તો આપણે ત્યાં એવું અંધેર હાલે છે. બીજા રાજમાંતો એવા મ્હોટા અમલદારને કાંઈ બોલ્યો હોય તો જીભજ ખેંચાઈ જાય, પણ આપણાં કામદાર સાહેબ એટલાં ભલાં.

અમીર—ખરી વાત છે. જાલમસીંહ ! આપણી રૈયત ઉપર રાજનો રોબ રહ્યો નથી. આંહીના અમલદારો નરમ એટલાં છે કે તેમને સહુ ઘોઈ પી ગયા છે. "

કામદારની સાથેના આ કીસ્સાથી નવાબ સાહેબ વ્હેમમાં પડે છે. મનમાં ને મનમાં મુંઝાય છે. શું આણંદરાવ, કામદાર સાથેની અદાવતના કારણે તો મને ભંભેરી ગયો નહી હોય એવી તેમને શંકા થાય છે. મેં તેની સાથે ખુલ્લા મનથી વાત કરવામાં થાપ ખાધી છે એમ તેમને લાગે છે, પણ કાંઇ ફિકર નહીં વેનું અસપણું ખોટામાં

થોડાજ દિવસમાં કળાઈ જશે એ ખ્યાલથી મનને મનવે છે. નવાબ સાહેબ મન દ્રઢ કરી કહે છેઃ-

"હવે કાંઈ આનંદની વાત કરો. દુન્યાના ઝગડા તો એમને એમ ચાલતા રહેશે. આનંદ વિનાની જે પળ ગઇ તે પાછી આવનારી નથી.

**જાલમસીંહ**— ખમા હજુરને ખમા, પ્રભુએ આપને આનંદમય બનાવ્યા છે તે સદાએ આનંદમાંજ રહો. કામ કાજની કડાકૂટ મૂકો.xxxx પણ આ શોરબકોર શાનો ? આપને કાને આવે છે ?"

બધાં ધ્યાન કરી સાંભળે છે.

**નવાબ સાહેબ**—"હા બહાર ઘણો શોર થાય છે. અરે કોણ છે ? દેવડી બહાર જઇને જોતો ખરો કે આટલો બધો શોર બકોર શાનો છે ?"

એક હજુરી દોડયો જાય છે અને થોડીવારે પાછો આવી કહે છે.

"હજુર ! માણેકપરના ભંગીયા અરજે આવ્યા છે. તેમને દેવડી પર પ્હેરેદારે રોકયા છે. એટલે તેઓ શોર બકોર કરે છે."

**નવાબ સાહેબ**—"તેમને આવવા દયો, શા માટે રોકયા ?"

**જાલમસીંહ**—"કોણ ભંગીયા ? ખુદાવિંદ ! ભંગીયાઓને એટલાં મોંઢે ચઢાવો મા, કોઈ અમીરને મોકલો એટલે તેમની અરજ સાંભળી ઉત્તર દઇ આવશે. ભંગીયા તે કાંઇ આંહી રાજમંડળમાં હોય ?

**નવાબ સાહેબ**—"શું ભંગીયા એટલે માણસની જાત નહીં ? (હજુરીને) જા જા બોલાવી લાવ."

**જાલમસીંહ**--"માણસે માણસે ફેર હોય છે. એ નીચ જાત છે."

હજુરી બહાર જઈ ભંગીયાઓને અંદર લાવે છે.

"ફરિયાદ સે, મા બાપ ! ફરિયાદ સે, મારી નાંખ્યા. મારી નાંખ્યા. મા બાપ. આવું અંધેર તો આ રાજમાં હાલે માબાપ." કહેતાં કહેતાં સહુ સામે હાથ જોડી ઉભા રહે છે. કુલ વીસ પચીસ ભંગીયાઓ હતા. તેમાં એક તેમનો આગેવાન હતો. તેણે કારસ્તાન

જેવાં લુગડાં પહેર્યાં હતાં, માથા ઉપર સાહેબ લોકની હેટ હતી. હાથમાં નેતરની સોટી હતી. જાલમસીંહે તેમને કહ્યું.

"અરો હરામખોરો! રાડું ન પાડો. આ ભંગીયાવાડ નથી આતો હજુરનો રાજમહેલ છે."

એક વૃદ્ધ ભંગીયો—"હા મા બાપ! પણ અમારી તો દાદકે ન ફરિયાદ! અમારૂં તો કોઇ ધણિજ નહીં! એવો અમે શો ગનોહ કીધો સે માબાપ?"

જાલમસીહ—"પણ છે શું ઇ તો કહો."

ભંગીયો—"ફરીયાદ સે. મારી નાંખ્યા મા બાપ. ઉકા પટેલે મારી મારીને વાંસા ફાડી નાંખ્યા બાપ. આવું અંધેર તો કયાંય ન ભાળ્યું. ગામનો ધણિ ઉકીયો સે કે હજુર સે માબાપ?"

નવાબ સાહેબ—"તમને શા સારૂ માર્યા?"

વૃદ્ધ ભંગીયાએ કીરસ્તાન જેવા ભંગીયાને કહ્યું:-"લે અમને લાવ્યો સો તો, હવે કેહ, હાચે હાચું કહેજે. આપણા અન્નદાતા ઉભા સે. મારે મારી વાત કરી દે એટલે અબઘડી ફેસલો. (નવાબ સાહેબને) લાખુંના પાલણહાર સો માબાપ! આ મીડીયાનો સોકરો પુંઝીયો ભણી ગણી હુંશયાર થયો શે. ગોરા લોકોની હાથે દરિયાપાર લડાઇમાં જઈ આવ્યો સે."

જાલમસીહ—"પણ તું અરજ હોય ઈ કહે ને."

પુંઝીયો—"ઉકા પટેલને હમકો મારા, ઇસ્કા હમકો અન્સાફ મિલના" જાલમસીંહ ભડકી ઉઠે છે.

"તો રાંડના બોલતા શીખ. હજુરની સામે વળી 'હમકો' 'તમકો' શું કહે છે-કહેને કે મુને માર્યો? માર્યો તો એમાં કયાં મરી ગયો છે? ગામનો પટેલ છે, મારે પણ ખરો. એમાં ફરિયાદ સે ફરિયાદ સે કરતાં શું દોડયા આવ્યા?"

પુંઝીયો—"કાહેકો મારે? હમકો ઝરૂર અન્સાફ હોના."

જાલમસીંહ—"વળી પાછો હમકો, બોલ્યો? જીભ ખેંચાવી લઉ?" નવાબ સાહેબને આમાં રમુજ આવી.

એક બીજો ભંગીયો બોલ્યો.

" એ જાલમસીંગભાઈ ! ઉકો પટેલ ગામનો ધણિ છે કે હજુર ધણિ છે. અમે ધણિના હાથનો માર ખાઇએ. બીજાના હાથનો નહી, નહીતો જુવો આ ગામ મુકીને હાલ્યા. ( ભંગીયાઓને ) હાલો ગામ ખોરડાં મૂકી બીજે ગામ વયાં જઈયે. "

**નવાબ સાહેબ**—" તમે અરઝ કરો કે શા સારૂ માર્યા ? "

**પુંઝીયો**—" હજુર ! પટેલકા સિર ચસક ગયા હૈ. હમસાબ લોગોંકા ભંગી હૈ, હમારી પાસ સરટીફીકિટ હૈ. હમ જો બાત કહેગા સાફ સાફ કહેગા. "

જાલમસીંહ ઘણા ગુસ્સે થાય છે. એક મુસલમાન છોકરો ઉભો હતો તેને કહે છે, " પેલા સાહેબ લોકના ભંગીયાને તમાચો માર. કયારનો કહું છું તોએ ' હમ તમ ' મૂકતો નથી અને હજુરની અદબ જાળવતો નથી, " નવાબ સાહેબ છોકરાને તમાચો મારતા વારે છે અને જાલમસીંહને કહે છેઃ—

" જાલમસીંહ તમને એવું ન શોભે " વૃદ્ધ ભંગીયો એ જોઇ કહે છેઃ—

" હજુર આગળ અમારી આવી હાલત થાય સે તો પાસલ કેમ થતું હશે એ વિચારો, અમારે બીજું કાંઈ જોતું નથી. ઉકો પટેલ અમને મારે કેમ એનો અનસાફ કરી દીયો. "

**પુંઝીયો**—" હમને લાંબી લાંબી મુસાફરી કીની હૈ. ઉધરકે મુલકમેં હમકો હાથ લગાનેકી કીસીકી તાકાત નહીં. ઇતો યહાં અંધેર ચાલતા હૈ. વાસ્તે હમકો અન્સાફ મિલના હમ જૈસા વેસા આદમી નહીં, જરનલ સાબ કરનલ સાબકા ભંગી હૈ. "

જાલમસીંહને વળી ગુસ્સો આવે છે પણ ખામોશ થઈ જાય છે. પીત્તો મારી ઉભા રહે છે. નવાબ સાહેબ ફરીયાદ શું છે ? એ પુછે છે.

**વૃદ્ધ ભંગીયો**—" મા બાપ ! અમારા કુવામાં પાણી નથી. ઈ મોહડું દઃખ સે. અસ્સા બાલા તરશ્યા તરફડેસે. એટલે અમે

ગામને કુવે પાણી લેવા ગયા. ગામમાં ચાર કુવા સે. પણ ઇ અમને કુવેથી પાણી ભરવા દીધું નહીં. તેમ બીજાંઓએ ભરીએ ન દીધું. અમે રાડ લઈ પટેલને ત્યાં ગયા. પટેલે કહ્યું કુવેથી તમને પાણી નહી મળે. તમારો કુવો ગળાવી લીયો અને ત્યાં સુધી પેલી જુની વાવ માંથી પાણી ભરો. સાહેબ ઈ વાવ સાવ ઉજડસે. તેમાં પાણી મેલું અને ગંદુસે. એટલે પુંઝીયાએ પટેલને કહ્યું " તુમ સાફ પાની પીયો ઔર હમ ગંદા ઓર ડરટી પાની પીયે ?" બસ સાબાપ એટલું કહેવું તું કે પટેલ સોટી લઈને ઉતરી પડયા અને અમને ઝુડી માર્યા અને અમને મા બ્હેનની ગાળો ભાંડી. ઇ ફરીયાદ સે માબાપ."

નવાબ સાહેબને તેમની ઘણી દયા આવી. જાલમસીંહે કહ્યું—

" ઉકા પટેલ તો ડાવકું માણસ છે. એમ કરે એવા નથી. તમે કાંઇ વાયડું વાયડું બોલ્યા હશો !"

**વૃદ્ધ ભંગીયો**—" મ્હેતા મુસદ્દીયોને સારૂં સારૂં ખવરાવે લગાર સેવા ચાકરી કરે એટલે ડાવકું માણસ. અને અમે લોકોના નરક ઉસડીયે તોએ ખોટાં ? જાલમસીંહ બાપા ! લગાર રહેમની નઝર રાખો."

**પુંઝીયો**—" હમકો તો બસ અન્સાફ મિલના"

**નવાબ સાહેબ**—" તમે રેવન્યુ અધિકારી પાસે કાં ફરિયાદ કીધી નહી ?"

**વૃદ્ધ ભંગીયો**—" અમે તો ધણિને ઓળખીયે. સતે ધણિયે બીજે શા હારૂ ઝઇયે ? મા બાપ ! આપ તો બાદશાહ સો. બધા અમલદારો ઉકા પટેલના મારેલ સે. ઇતે અમારૂં હાંભળે ? મા બાપ ! આપે તો અમને આંહી ગરવાએ દીધા. અમલદારો તો દફતરની પાસે ઉભાએ રહેવા દેતા નથી, તડકામાં તપાવી તપાવી ઝીવતાને ઝીવતા બાળી મૂકેસે. આ રાજમાં અમલદારોનો થોડો જલમ નથી. હવે અમે ધરાઇ ગયા સીયે. અમને ન રાખવા હોય તો અમને રજા આપો. બીજે જઈને રોટલો રળી ખાઈયે."

નવાબ સાહેબને ઘણીજ દયા આવે છે. આવા રાંક લોકો ઉપર જુલમ કરતાં તેમને રહેમ નહીં આવતી હોય એ વિચારે છે.

**વૃદ્ધ ભંગીયો**—"હવે આવ્યા સીયે તે અન્સાફ લીધા વગર પાછા નહીં કાંઇયે જો ઝઇયે તો પટેલ અમારૂં કુટીયું કાઢી નાંખે."

નવાબ સાહેબે જાલમસિંહને કહ્યું.

"કારકુનને બોલાવી આ લોકોનો બંદોબસ્ત કરી આપવાની ચીઠ્ઠી વહીવટદાર ઉપર લખાવો."

**વૃદ્ધ ભંગીઓ**—"ઈ રહેવા દયો અન્નદાતા ? અમને તે આપ અન્સાફ આપો. એવી ચીઠ્ઠીયું તો ઘણી લઈ ગયા સીયે. અમે મરી જાશું તોયે અન્સાફ લઈને જાસું, આપ દયાળુ સો, પાલણહાર સો, અમારે આપના હાથે મરવું કબુલ સે પણ મહેતાઓને હાથે જીવવું કબુલ નથી. કાં પુંઝીયા બોલતો નથી ?"

**પુંજીયો**—"હા, બાપા ! હમકો તો ઇન્સાફ મીલના."

**જાલમસીંહ**—આ માળો ભારે ચસ્કેલો છે. 'હમકો'ને મુકતોજ નથી."

ઉક્ત પટેલનો નવાબ સાહેબે આ વિષે ખુલાસો માંગવાનો હુકમ લખાવ્યો. ગામના કુવેથી પાણી ભરવાની ભંગીયાઓને રજા આપી. ગામના જે લોકોને ત્યાંથી પાણી ભરવું ન હોય તે બીજા કુવાઓમાંથી ભરે પણ કોઇ માણસ ભંગીયાઓને રોકે નહીં એવો સખત હુકમ કાઢયો, અને ભંગીયાઓનો મુળ કુવો ગળાવી દેવા તાકીદ કીધી. જો કોઈ ભંગીયો કોઇ કચેરીએ અથવા દફ્તરે અરજ કરવા આવે તો તેને બહાર ઉભો ન રાખતા કચેરીની અંદર આવવા દેવો એવો એક હુકમ દીવાન દફતરે મોકલાવ્યો, આ હુકમોની બજાવણીમાં જો લગારે ગફલત જોવામાં આવશે તો તે ગફલત કરનાર સજાને પાત્ર થશે એ પણ હુકમમાં જણાવી દીધું. ભંગીયાઓ ઘણાં ખુશ થયાં અને ઘણું જીવો ઘણું જીવોની દુવાઓ દેતાં દેતાં ત્યાંથી વિદાય થયાં.

# પ્રકરણ ૧૩ મું.

વેઠ.

ભંગીયાઓના સંબંધમાં નવાબ સાહેબે જે જે હુકમ ર્ક્યા તે જાલમસિંહને પસંદ આવ્યા નહીં તેથી હાથ જોડી બોલ્યા—

"આ હુકમોથી આપે ભંગીઆઓને રાજી કર્યા એ વાત ખરી, પણ એથી આપની બીજી હીન્દુ પ્રજા ઘણી નારાજ થશે એ આપે વિચાર્યું લાગતું નથી."

**નવાબ સાહેબ**—"મેં બધું વિચારીને એ હુકમો કીધાં છે. મેં જે કર્યું છે તે ઇન્સાફપુર્વક કર્યું છે એટલે એમાં કોઇને નારાજ થવા પણું હોય નહીં અને હોય તો મને તેની પરવા નથી. ભંગીઆ હોય કે ઢેડ હોય કે ઉંચ જાતીના ગમે તે હોય એથી શું? શું તેઓ માણસ જાત નથી? કુદરત પોતાની બક્ષીસો તેમને છુટે હાથે આપે અને આપણે તેને અટકાવીયે એ મ્હોટો અન્યાય કહેવાય."

**જાલમસીંહ**—"પણ ઈ આજનું ક્યાં છે? અનાદિ કાળથી એમજ હાલતું આવ્યું છે! ઇ હલકી જાતના લોકો છે. આપે આટલું મોઢુ દીધું એથી તેઓ ચઢી જશે અને વાત વાતમાં મરડાશે."

**નવાબ સાહેબ**—"ગેરવ્યાજબી મરડાશે તો જોયું જાશે અને વ્યાજબી મરડાશે તો આપણે તેમને મનવવા પડશે,"

**જાલમસીંહ**—"આપ તો મ્હોટા છો. ઈ બધું આપને પરવડે. કારણ કે પુર્ણ રીતે તાકાત અને હકુમત ધરાવો છો પણ એમાં અમારા જેવા ગરાશીયાઓનું મોત ઉભું થાય છે. એવાંઓની દેખાદેખ અમારા જેવા ન્હાના ગરાશીયાઓના વેઠીયા ચઢી જાય છે. અને વાયડા થાય છે. હમણાં થોડા દહાડા ઉપર મેં મહારા ગામના ઢેડ વેઠીયાઓ પાસેથી લાકડાં મંગાવ્યા હતા, હું આંહીથી તલાટીને કહેવરાવી કહેવરાવીને થાક્યો પણ લાકડાં આવ્યાંજ નહિ. તલાટીએ કહેવરાવ્યું કે વેઠીયા લાકડા કાપવા નીકળતાં નથી. બહાનાઓ કરી વખત ટપાવી દે છે. ઘણું કહું છું તો સામા થઈ કહે છે—"જા નથી જાતા ત્હારે કરવું હોય તે કર અને કહેવું હોય તેને કહે." આથી મને ઘણો ગુસ્સો

આવ્યો. હું ખુદ ત્યાં ગયો બે ચારને ઝાડ સાથે બંધાવી દીધાં. હવે સીધા દોર થઈ ગયાં છે, માટે હકુમત તો બળજોરીથી થાય છે, ભલમનસાઈથી થતી નથી.''

**નવાબ સાહેબ**—' તમે એ બીચારાંઓ ઉપર જુલમ કર્યો. તમારે ખુદાને ત્યાં એનો જવાબ દેવો પડશે.''

**જાલમસીંહ**—'' કામ ઈ ન કરે અને જવાબ મ્હારે દેવો પડે એવું અંધારૂં એને ત્યાં હાલે નહીં. અમે ક્યાં મફત કામ કરાવીયે છીયે. ગામમાં ખળાં ભરાય ત્યારે તેમને માણાં માપા આપીયે છીયે. બીજા કેટલાક હક પણ કરી આપ્યા છે. વેઠ કરવાની શરતે તો અમે તેમને ગામમાં વસાવ્યા છે.

**નવાબ સાહેબ**—'' વેઠ કરવા માટે નહીં, આપણે આપણી ગરજે એમને વસાવીએ છીએ. ''

**એક અમીર**—'' નામદાર! એ ગરજ તો અરસપરસની છે.''

**નવાબ સાહેબ**—'' એ વાત ખરી છે પણ વેઠ લેવામાં ઘણો જુલમ થાય છે. જુલમ ન થવો જોઈએ. ''

**જાલમસીંહ**—'' ઈ વાયડી જાત છે. ઈ વગર તેઓ માને નહીં. ''

**અમીર**—'' મને એનો અનુભવ છે. જુલમ થાય છે એ વાત ખરી છે, પણ કેટલીકવાર એ વગર ચાલતું નથી, મરહુમ નવાબ સાહેબના વખતમાં આપણા એક ગામમાં મારામારી થઈ તેમાં એક માણસ સખત ઘવાયો, પોલીસ પટેલે ડાકટર અને મેજીસ્ટ્રેટ બન્નેને તાબડતોબ બોલાવ્યાં. એ વખતે રાજ્યમાં ઘોડાગાડીની સગવડો હાલ જેવી ન હતી, વળી ઘોડાગાડી ગામડાના આડધાર રસ્તા ઉપર જઈ પણ શકતી ન હતી, એટલે તુરત સારૂં ગાડું કઢાવવા સિપાહી મોકલ્યો. જેનો વેઠનો વારો હતો તે ખેડુતને ત્યાં સિપાહી ગયો. ખેડુએ કહ્યું, '' મ્હારો બાયડી બહાર ગામ ગઇ છે. છોકરાંઓ ન્હાના છે માંદા છે. હું જો વેઠે આવું તો છોકરાઓની માવજત કરનારૂં નહીં માટે મ્હારા પછીના વારા વાળાને લઈ જાઓ એનો

વારો આવશે ત્યારે હું વેઠ કરી આવીશ." સિપાહી બાપડો ભલો હતો, તે બીજા ખેડુતને ત્યાં ગયો. તે બીજા ખેડુતે કહ્યું—" મ્હારો વારો નથી એટલે હું નહીં આવું. વારો આવશે ત્યારે વેઠ કરીશ." સિપાહીએ ધમકાવ્યો" ખેડુતે કહ્યું "જા હું નથી આવતો મારી નાંખવો હોય તો લે મારી નાંખ." સિપાહી ગભરાયો, આંહી ગાડા માટે હાંકોહાંક થતી હતી. માણસ ઉપર માણસ ગાડું લેવા આવતા હતા, સિપાહી વળી પાછો પહેલાં ખેડુતની પાસે ગયો. તેણે કહ્યું "આવો જુલમ તે હોય? હું માંદા છોકરાં કોને સોંપું? હું કાંઇ વેઠની ના પાડતો નથી." વેઠીયાઓ ઉપર સખ્તી કરવાની સખત મનાઈ હતી એટલે તે ગાડું લીધા વિના પોતાના અમલદારની પાસે પાછો આવ્યો, અમલદાર ગુસ્સે થયો. સિપાહીએ કહ્યું—"એક તરફથી સખતી કરવાની મનાઈ અને બીજી તરફથી હાંકે હાંક, પેહેલાં ખેડુતને લઉ છું તો જુલમ થાય છે, બીજાને લઉં છું તો એનીયે વાત ખરી છે, એનો વારો નથી અને તેને લઉં તો આપ મ્હારા ઉપર નારાજ થાઓ." અમલદાર સિપાહી કરતાંએ ભલો હતો. બન્નેને રૂબરૂ બોલાવ્યા અને બન્નેની વાત સાંભળી, તે મુંઝાયો. વળી ગાડાની હાકાહાંક થઈ, ઘોડેસ્વાર આવ્યો કે સિપાહી શું ઉંઘે છે? ગાડું કેમ મોકલતો નથી? ગાડા વિના ચાલે તેવું હતું નહીં કારણ કે માણસ જખ્મી થએલો હતો અને તેની સારવાર જલ્દી થાય એ જરૂરી હતું. અમલદારે બીજા ખેડુતને ગાડું લઈ જવા હુકમ કર્યો. તેણે મોહટો શોર બકોર કીધો:—" આવો જુલમ નહી ચાલે. હું વેઠ કરવાની ના પાડતો નથી, પણ જ્યારે વારો હોય ત્યારે વેઠ લો. જોઇયે તો મારી નાંખો, વારા વગર નહી જાઉં. હજુ તો અમારા માથા ઉપર અમારો [illegible] બેઠો છે. હું ત્યાં આજે જાઉં છું." અમલદાર ભલો હતો પણ તેને લગાર આકરા થવું પડયું. "ત્હારે જ્યાં જવું હોય ત્યાં જજે પણ હમણાં ગાડું લાવ,, કહી તેની સાથે એક સિપાહી મોકલી જબરદસ્તી ગાડું કઢાવ્યું. તે વેઠે [illegible] પણ આખો રસ્તો આ રાજ્યમાં તો મોહટું અંધેર ચાલે છે. કહેતો બડબડતો

રહ્યો. ફેર ફરી આવી તે અરજે આવ્યો. નવાબ સાહેબે ગુસ્સે થઇ અમલદારને કહ્યું–" ખેડુઓ મ્હારા બાલબચ્ચાં છે. તમે જો એમને પીડો તો જાણે તમે મ્હારા બાલબચ્ચાંને પીડો છો. મ્હારાં પોતાના બચ્ચાઓ મ્હારૂં ખાનારાં બચ્ચાંઓ હોય છે પણ મ્હારા ખેડુતો મહેનત મજુરી કરી રળીને મને ખવરાવનારા બચ્ચાં છે." અમલદારે સર્વ હકીકત નિવેદન કરી ખુલાસો કીધો. નવાબ સાહેબના ધ્યાનમાં વાત ઉતરી અને તેઓએ કબુલ કર્યું કે "બેશક કેટલીક વાર અમલદારોને કડક અને આકરા થવાની જરૂર પડે છે." ખુદાવિંદ! આપણા રાજ્યમાં તો વેઠના વારાસર વેઠ લેવાય છે અને તે ઉપરાંત તેમને મુકરર કરી આપેલું ભાડું એ અપાય છે. પણ બીજા રાજ્યોમાં તો વારા બારાં કાંઈ નથી અને છે તો એ મુજબ કોઈ વર્તતું નથી. જ્યાં ગાડું જુવે ત્યાં પકડી લે છે અને વેઠે મોકલી દે છે. ખુદાવિંદ! રૈયત દિવસે દિવસે લુચ્ચી થતી જાય છે. તે અમલદારને સખત અને કડક પ્રકૃતિનો જુવે છે તો અંધેર અને જુલમનો પોકાર કરે છે, અને જો નરમ અને દયાળુ પ્રકૃતિનો જુવે તો આડા અવળા બહાના કરી તેની પ્રકૃતિનો લાભ લેવાનું શોધે છે, માટે **સિયાસત બા સિયાસત** ( શાસન રાજ ) એ ખોટું કહેવાયું નથી. દાખલા તરીકે આપે ઉકા પટેલનો ખુલાસો માંગ્યો ઉકો ગામનો આબરૂદાર પટેલ છે: ગામનો સર્વ આધાર તેના ઉપર છે જો હવે તેના ઉપર રાજનો કાંઈ હુકમ જાય તો તે ગામને કહે. ગામ એમ સમજે કે ઉકા પટેલ માત્ર નામના પટેલ છે. તેમનું કાંઈ ચાલતું નથી, ઉંધું ચત્તું સમજાવશું તો બાપુને રહેમ આવશે જશે. એટલે તેઓ હુકમ બજાવવામાં આળસ કરે–અહીંથી હુકમનો અમલ કેમ થતો નથી એવી હાંકાહાંક થાય. ઉકો ખુલાસો કરવાની બ્હીકથી અથવા સજા થવાની કે આબરૂ પડવાની બ્હીકથી ગામપર સખતાઈ વાપરે નહીં. પરિણામ શું આવે? એજ કે કામ અટકે અને રાજને નુકસાન થાય."

**નવાબસાહેબ**—" એમ બને, પણ એનો અર્થ એવો નથી કે આપણી તે દેખરેખની ફરજ છે તે લજી દઈયે અને ખુલાસો ન માગીયે. રાજ્યના અમલદારોને એમ સ્વતંત્ર મુકી દેવાય નહી. ખુલાસો સંતોષકારક હોય તો ઠીક નહી તો યોગ્ય નસીહત પણ કરવી ઘટે છે. રૈયતને અમલદારોની રહેમ નજર ઉપર છોડી દેવાય નહી. ચાલો આજે હું ઘણો થાકી ગયો છું એટલે કચેરી બરખાસ્ત કરીયે."

સહુ સલામો કરી ત્યાંથી વિખરાઈ જાય છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## પરચુરણ કામગીરી.

આજે સવારે નમાઝ પઢી નવાબ સાહેબ તુરત મહેલની ઓફીસમાં આવે છે અને પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ ઉપર એક કોનફીડેન્શલ ઓર્ડર લખે છે. જાત માહેતી માટે જે રાતે આણંદરાવની સાથે નીકળવાના હતા તે રાતે ચોકીદારો અને પહેરેગીરો તરફની તેમને કોઈ અડચણ નડે નહીં એ ખાતર એ હુકમ લખાયો હતો.

" ખૈરાબાદની હદમાં જે જે ચોકીદારો અને પહેરેગીરો ચોકી પેહેરે હોય અને જે જે અમલદારો રોનમાં ફરતા હોય તે સહુને આજની રાતથી નીચે મુજબ પાસવર્ડ આપવા શેહેરમાં ગણાતી હદની અંદર તેવા ચોકીદાર પેહેરેગીરો અને રોનમાં ફરતા અમલદારોને જમે તે સ્થીતિનો માણસ મળે અને તે માણસ તે રાતનો પાસવર્ડ સંભળાવી દે તો તે માણસને તેના વિષે કોઈ પણ જાતનો સવાલ કર્યા વિના સલામતીની સાથે પસાર થવા દેવો. આ હુકમ પોલીસની ઉપલી કામગીરી વાળાઓ શિવાય બીજા કોઈને લાગુ નથી. તેમજ તે સખત રીતે કોનફીડેનશલ છે. પાસવર્ડ સાંજે સાત વાગે આપી દેવો અને તેનો અમલ આઠ વાગ્યાથી સવારના પાંચ વાગ્યા સુધી સમજવો. પાસવર્ડ સંભળાવનાર સલામતી માટે પોલિસ

ખાતું જુમ્મેદાર ગણાશે. આજની રાતથી ચાર રાતો સુધીના પાસ-વર્ડ અમે નીચે આપીયે છીએ, ત્યારબાદ બીજો હુકમ થતાં સુધી તમારે પાસવર્ડ દરરોજ આપવા અને તે અમને ખાનગી જણાવવો. પાસવર્ડ વિષે મે આ હુકમ કાઢ્યો છે એ કોઈને પણ જાણવા દેવું નહીં.

| | |
|---|---|
| આજ | " હુશ્યાર " |
| કાલ | " ખબરદાર " |
| પરમ દી | " નિગેહદાર " |
| પેલે દી | " સાવધાન " |

તા. ૩-૩૨૪

નવાબ સઆદતખાં

આ હુકમને કોન્ફીડેન્શલ કવરમાં બંધ કરી સીલ કરી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને મોકલાવી આપ્યો. ત્યારબાદ ટપાલ વાંચવા બેઠા, ટપાલમાં ઘણા કાગળો હતા. તેમાં એક કાગળ Urgent and confidential અરજન્ટ અને કોનફીડેન્શલ ) હતો, તે લઇ વાંચ્યો.

" ખુદાવિંદ નવાબ સાહેબ !

હું આપના રાજ્યમાં રહેલી એક આબરૂદાર કુમારિકા છું. મેટ્રિક સુધી અભ્યાસ કર્યો છે. હું અનાથ છું, મ્હારા માત પિતા ગુજરી ગયાં છે. મ્હારા કાકા મ્હારા વાલી થયા છે. હું ઉમર લાયક થઇ ચુકી છું તો પણ મ્હારા કાકા મ્હારી મરજી વિરૂધ મને એક પાકટ ડોસાને પરણાવવા માગે છે. ડોસો પૈસા વાળો છે. તેમાં મ્હારા કાકાને ઠીક નાણાં મળે તેમ છે. ચોખ્ખા શબ્દોમાં કહું તો તે મને વેચી નાંખવાં ચાહે છે. મ્હારા કાકાને આ નીચ કાર્યથી વારે એવું મ્હારૂં કોઈ નથી. મ્હારો કાકો બડો ઉસ્તાદ છે. મ્હારી ખુશીથી હું એ મુવા ડોસાને વરૂં છું એવું ઝબરદસ્તી મ્હારી પાસેથી લખાવી લેવાના પ્રયત્ન કરે છે. મને કાંઇ રસ્તો સુઝતો નથી, આપ અમારા માલિક છો—પિતા તુલ્ય છો એટલે મ્હારૂં રક્ષણ કરી શકશો એવી આશાથી આ ખાનગી પત્ર લખ્યો છે. આ પત્રની કોઈને

ખબર પડવા દેશો નહીં. કારણકે જો મ્હારો કાકો જાણશે તો મ્હારા ઉપર જુલમ ગુજારશે. આ પત્રનો જવાબ પણ આપ આપશો નહીં, કારણકે તે જો તેના હાથમાં જશે તો મોટી આફત ઉભી કરશે. જો આપ મ્હારી વારે નહીં ચઢો તો મ્હારે આપઘાત કરવો પડશે. ઘાસલેટ છાંટી જીવતી ને જીવતી બળી મરીશ. મ્હારૂં ઠેકાણું નવ લખીયા કુવા પાસે. મ્હારા કાકાનું નામ રામદાસ જમનાદાસ.

તા. ૨–૩–૨૪

ફરઝંદ.

**રૂખમણી "**

આ પત્ર વાંચી નવાબ સાહેબ તો ધાજ ખાઇ જાય છે. " યા અલ્લાહ ! દુન્યામેં કૈસે બે રહેમ ઇન્સાન બસતે હૈં ! યેહ લોગ ઇન્સાન નહીં હયવાન હૈં, બલ્કે હયવાનસેભી બદતર હૈં. હયવાનભી અપની અવલાદકી હિફાઝત (રક્ષણ) કરતા હે. " બોલી ઉઠે છે. માલ દૌલતની લાલચ પોતાના બાલબચ્ચાનું સુખ વધારવા કાજે થાય છે. આંહી તો ઉલટો હિસાબ ચાલે છે, બાલ બચ્ચાંઓને માલ દોલત ઉપર કુરબાન કરવામાં આવે છે, વિચારે છે. પત્ર અરજન્ટ અને કોનફીડેન્શલ હતો એટલે કોઈને કહ્યા વિના તે કુમારિકાનું રક્ષણ કેમ કરવું એ ખ્યાલ તેમને આવે છે. આ વિષે દીવાન સાહેબની સલાહ લેવા ચાહે છે. પણ કોઈને કહેવું નહીં તેનો બાધ છે. વળી તેઓ વિચાર કરે છે–દીવાન સાહેબને અગર મ્હારા બીજા કોઈ અમલદારને કહેવામાં એનો બાધ હોઇ શકે નહીં, કારણ કે તેઓ મ્હારા અંગ છે; તેઓ એટલે હું અને હું એટલે તેઓ. રાજતંત્ર ચલાવામાં અમે સહુ એકજ અંગરૂપે છીયે. આ પ્રમાણે વિચારતાં હતાં એટલામાં દીવાન સાહેબ પધારે છે.

**નવાબ સાહેબ—**" કહો દીવાન સાહેબ ! શું સમાચાર છે ? "

**દીવાન સાહેબ—**" ભંગીયાઓ અગર ઢેડીયાઓને દફતરોમાં દાખલ થવા દેવા વિષે આપ નામદારે જે હુકમ લખ્યો છે તે

હજુ મેં બહાર પાડયો નથી, કારણ કે મ્હારે એ વિષે કાંઈ અરજ કરવાની છે અને તે એટલીજ છે કે હાલ એ હુકમનો અમલ મુલતવી રહે તો સારૂં. એથી હિન્દુઓની ઘણી લાગણી દુઃખાશે આપણા રાજ્યમાં ઘણે ભાગે હીન્દુઓજ નોકર છે. જો એ હુકમ બહાર પડશે તો મને ભય રહે છે કે ઘણાં ખરાં નોકરો રાજીનામા આપશે. આપણા એ નોકરો જુના છે અને કામના છે. સારાં નોકરો ભાગ્યેજ મળે છે. વળી પ્રજા પણ એથી ઘણી કચવાશે. આપણું રાજ્ય તો રામરાજ્ય છે એ કીર્તિને લાંછન લાગશે. બાકી એમાં બીજી હરકત નથી માત્ર લોકોની લાગણીનો સવાલ છે, પણ લાગણી થકી તો જગત ચાલે છે."

**નવાબ સાહેબ**—"એ દેખીતો અન્યાય છે."

**દીવાન સાહેબ**—"જો તે અન્યાય હોય તો એના જવાબદાર આપણે નથી, એતો આગળથી ચાલ્યું આવે છે."

**નવાબ સાહેબ**—"આપણે એમાં સુધારો ન કરી શકીએ ?"

**દીવાન સાહેબ**—"કરી શકીયે, પણ તે સુધારાથી લોક લાગણી બગડે એવો સુધારો શા કામનો ?"

**નવાબ સાહેબ**—"મેં ભંગીયાઓને તેવું વચન આપ્યું છે. તેમની આગળ હું જુઠો સાબિત થાઉં."

**દીવાન સાહેબ**—"એની ફિકર ન રાખો. એ હુકમનો અમલ મુલતવી રખાવવા ખુદ ભંગીયાઓ પાસે અરજી કરાવરાવું, પછી શું છે ?"

**નવાબ સાહેબ**—"જોર જુલમથી કે રાજી ખુશીથી ?'

**દીવાન સાહેબ**—"રાજી ખુશી અને સમજુતીથી."

**નવાબ સાહેબ**—"ત્યારે ભલે, પણ એમના ઉપર લગારે સખ્તી ન થવી જોઈયે"

**દીવાન સાહેબ**—"લગારે સખતી ન થાય,: તેઓ રાજી ખુશીથી તેવી અરજી કરે. એક બીજી અરજ પણ કરી લઉં. આપ નામદાર જાણોછો કે હીન્દુ મુસ્લિમ પ્રજા વચ્ચેના વધતા જતા

ઈખ્લાસના કારણે મુસલમાનોએ ગૌવધ બંધ કર્યો છે અને તેથી બન્ને પ્રજાઓ વચ્ચે સારૂં ઐકય બંધાયું છે. એથી રાજ્યને સલાહ શાંતિ જાળવવાની ઘણી ઓછી પીડા કરવી પડે છે. હવે આંહીની પ્રાણિ રક્ષક સમિતિની એવી ઈચ્છા છે કે જો આપ નામદાર રાજ્યમાં ગૌવધ પ્રતિબંધનો કાયદો કરો તો હમેશાના માટે એ તકરારનું કારણ નાશ પામે અને બન્ને પ્રજાઓમાં સલાહ સંપ જળવાઈ ગાઢ ઐકય બંધાય. આ વિષે તેઓનું એક ડેપ્યુટેશન હજુરમાં આવનાર હતું, પણ મને ખબર મળતાં મેં કહેવરાવ્યું કે હું એ વિષે હજુરની સાથે ચર્ચા કરી લઉં ત્યારબાદ ડેપ્યુટેશન મોકલશો તો ઉચિત થશે."

**નવાબ સાહેબ**—"જ્યારે મુસલમાનો પોતે ગૌવધ કરતા નથી ત્યારે એ અટકાવવાના કાયદાની તેમને શી જરૂર છે? જ્યારે ગૌવધ છેજ નહીં ત્યારે પછી અટકાવવાપણું ક્યાં રહ્યું?"

**દીવાન સાહેબ**—"આપનો એ સવાલ ખરો છે. મેં પણ તેમને એજ પ્રશ્ન કર્યો હતો. તેમનું કહેવું એવું છે કે જો આ રાજ્ય તેવો કાયદો કરે તો બીજાં રાજ્યોને તેનો દાખલો આપી શકાય અને ત્યાં પણ ગૌવધ બંધ કરાવી શકાવાય."

**નવાબ સાહેબ**—"આ રાજ્યના મુસલમાનો હીન્દુઓની લાગણીની ખાતર ગૌવધ કરતા નથી એ બાબતનો દાખલો તેવા રાજ્યોના મુસલમાનોને આપી તે બંધ કરાવી શકાય છે. કાયદો કરાવી દાખલો આપવાથી શું લાભ છે?"

**દીવાન સાહેબ**—"કાંઈ ખાસ લાભ તો નથી. તો પણ આપણે હીન્દુઓની લાગણીનો ક્યાં સુધી ખ્યાલ રાખીયે છીએ એ એથી દેખાડી શકાય.

**નવાબ સાહેબ**—"એ ખરૂં છે. પણ એથી મુસલમાનોની લાગણી દુખાય. એવો કાયદો મુસલમાનોને રૂચેજ નહીં."

**દીવાન સાહેબ**—"મુસલમાનો વિષે એવો ભય નથી, કારણકે બન્ને પ્રજાઓમાં આજકાલ ઘણોજ ઇખલાસ છે. માટે એ બન્ને

પ્રજાઓમાં કુસંપના મુળરૂપ કારણનો નાશ કરનાર કાયદો કરવાની ખાસ આ તક છે."

નવાબ સાહેબ વિચારમાં પડી જાય છે. થોડીવારે કહે છે.

"ભલે, તમને એવું દેખાતું હોય તો મને કશો વાંધો નથી, તમે ખુશીથી તેવા કાયદાનો ખરડો બનાવી લાવજો××××× "હા. ઠીક યાદ આવ્યું, મ્હારે તેવી બીજી કતલ પણ અટકાવવી છે."

દીવાન સાહેબ સમજે છે કે નવાબ સાહેબ બીજા પ્રાણિયોની કતલ પણ અટકાવવા ચાહે છે તેથી કહે છે–

"નહીં ખુદાવિંદ! એ વિષે અમારો આગ્રહ નથી."

**નવાબ સાહેબ**—"પણ એ વિષે મને ઘણો આગ્રહ છે."

**દીવાન સાહેબ**—"એથી મુસલમાનો ઉશ્કેરાશે."

**નવાબ સાહેબ**—"ગમે તે ઉશ્કેરાય, મને તેની પરવા નથી. હું તો ચોક્કસ વિચાર ઉપર આવી ગયો છું અને તે કરે છુટકો."

દીવાન સાહેબ તાજુબીમાં પડી જાય છે. નવાબ સાહેબ કહે છે—

"જુઓને દીવાન સાહેબ! ઘણાં માણસો પોતાની જવાન ઉમર લાયક કન્યાઓને તેમની મરજી વિરૂદ્ધ ઘરડા ડોસાઓને પરણાવે છે અને તે બદલ વર પાસેથી નાણા લે છે. કોઈપણ જવાન કન્યા ઘરડા ડોસાને પરણવા રાજી હોય નહીં અને તેથી એ ચોખ્ખી કન્યાઓ વેચવાની રીત છે, બલકે આ એક પ્રકારની મનુષ્યની કતલ છે. આવી કતલ મ્હારા રાજ્યની હદ અંદર અટકાવવા સખત કાયદો કરવા મ્હારો વિચાર છે. આ રાજ્યમાં કોઈપણ કુંવારી કન્યા, રાજ્યની પરવાનગી વિના, તેના કરતાં વીસ વરસ વધારેની ઉમરના માણસની સાથે પરણાવી શકાય નહીં. હા જો રાજ કન્યાની મરજી જાણી તેવી પરવાનગી આપે તોજ તે લગ્ન થઇ શકે એ કાયદાનો મુખ્ય હેતુ છે. માટે ગોવધ અટકાવવાના કાયદાના ખરડાની સાથે આનો પણ એક ખરડો લાવજો."

**દીવાન સાહેબ**—(સટપટાય છે) ખુદાવિંદ! કન્યાવિક્રય એ મહા પાપ છે એમાં કાંઇ શક નથી, પણ એવા કાયદાથી પ્રજાના

સંસાર વ્યવહારમાં દખલગીરી કીધી ગણાશે. એ રાજ્યનું કામ નથી, એ એક સિદ્ધાંતનો સવાલ થઇ પડશે અને લોકો તેથી ઉશ્કેરાશે."

**નવાબ સાહેબ**—"તમારા એવા અભિપ્રાયથી મને તાજુબી થાય છે. મેં ભંગીયાઓને દફતરમા દાખલ થવા દેવાનો હુકમ કર્યો તો તમે લોકોની લાગણી દુઃખાવાનો ભય દેખાડયો. કન્યાવિક્રય અટકાવવાનો કાયદો કરવાની મ્હારી ઇચ્છા થઇ ત્યારે તમે એને બીજાના સંસાર વ્યવહારમાં દખલગીરી કરવા જેવો ગણાવ્યો. ત્યારે શુ હું પુછી શકું છું કે ગૌવધ પ્રતિબંધનો કાયદો મુસલમાનોના ધર્મ વ્યવહારમાં દખલગીરી કરવા સમાન નથી?"

દીવાન સાહેબ ચુપ થઈ જાય છે. તેમને આનો કાંઈ જવાબ સુઝતો નથી પણ કહે છે–

"મુસલમાનો ગૌવધ રાજી ખુશીથી કરતા નથી એટણે તેઓ એ વિષે વાંધો લેશે નહીં."

**નવાબ સાહેબ**—"હું રાજા છું એટલે મુસલમાન નથી એમ નથી. બલકે હું પહેલાં મુસલમાન છું અને પછી રાજા છું. મુસલમાનો કાંઈ ગૌવધ વિરૂદ્ધ નથી તેઓ તો ગૌવધને પોતાનો ધર્મ સમજે છે; માત્ર હિંદુઓના માનની ખાતર ગૌવધ કરતા નથી પણ એનો અર્થ એવો નથી કે તેમને તેમના ધર્મથી જે હક મળ્યો છે અને જે તેઓ કાળાકાળથી ભોગવતા આવ્યા છે તેને તેઓ હંમેશાના માટે જતો કરે. માટે જો ભંગીયાઓને દફતરમાં દાખલ થવા દેવાનો કાયદો કન્યા વિક્રય અટકાવવાનો કાયદો, ભંગીયાઓને સામાન્ય કુવેથી પાણી ભરવા દેવાનો કાયદો કરી શકાતો ન હોય તો ગૌવધ અટકાવવાનો કાયદો પણ કરી શકાશે નહી."

**દીવાન સાહેબ**—"એ કેવળ આપ નામદારની મરજીનો સવાલ છે. આપની મરજી ન હોય તો પછી મ્હારે કાંઈ કહેવાપણું હોય નહીં."

---

# પ્રકરણ ૧૫ મું.

## જાલમસીંહની ચાલાકી.

દીવાન સાહેબ પાસેથી ઉઠી નવાબ સાહેબ સીધા ઝનાનખાનામાં આવ્યા. બપોરનું ખાણું તેઓ બેગમ સાહેબની સાથે લેતા હતા, આજે બેગમ સાહેબાએ પોતાના હાથે નવાબ સાહેબ માટે પકવાન પકાવ્યા હતા. આ પકવાનો નવાબ સાહેબને ઘણાં પસંદ આવ્યાં તેથી બોલ્યાઃ—

"બેગમ, તુમને બડી તકલીફ ( તસ્દી ) લી, ખાને ( પકવાન ) નિહાયતહી ( ઘણાજ ) લઝીઝ ( સ્વાદિષ્ટ ) પકે હૈં."

**બેગમ સાહેબ**—"સરકાર! મેરી મેહનત ઠીકાને લગી. આપ તારીફ ફરમાતે હૈં ઉસકા શુક્રિયા અદા કરતી હું ( આભાર માનું છું ) મૈં તો હમેશા હઝુરકી ખુશનુદી (પ્રસન્નતા ) કી તાલિબ ( ઇચ્છ-નાર ) હું."

**નવાબ સાહેબ**—"યેહ તો કહો કલ તુમકો મિલનેકે લિયે કહાંસે મસ્તૂરાતેં ( બાઇયો ) આઇથીં ?"

**બેગમ સાહેબા**—"જાલમસીંહ ભાઇકી દોનો બીવીયાં તશ-રીફ લાઇથીં, બેઅદબી મુઆફ ફરમાએં. હઝુરકા ગિલા ( ઘોળો ) કરતી થીં."

**નવાબ સાહેબ**—( તાજુબીથી ) "મેરા ગિલા ? કયોં ? કિસ વાસ્તે ?"

**બેગમ સાહેબ**—"કહતીથીં કે હઝુર જાલમસીંહકો ઝબરદસ્તી તીસરી શાદી કરા દેતે હૈં જાલમસીંહ હુઝુરકે હુકમકે સામને લાચાર હૈ. + + + બીચારીયોંકી આંખોમેં આંસૂ આ ગએ. મુઝે બહોત રહેમ આયા, મૈંને તસલ્લી [ દીલાસો ] દી, ઓર કહા કે મેં હુઝુરકી ખિદમતમેં ઝરૂર સિફારિશ કરૂંગી, તુમ આઝુરદા (દીલગીર ) મત હો મેરી તસલ્લીસે બીચારીયોંકો કુચ્છ ઢારસ બંધી,"

**નવાબ સાહેબ**—"તાજ્જુબકી બાત હે! મેં ઝબરદસ્તી

ઉન્કી તીસરી શાદી કરા દેતા હું યેહ નઈ બાત હે! ઉન્કો કોઈ અવલાદ નહીં હુઈ ઈસ લીયે વોહ ખુદ તીસરી બીવી કરના ચાહતે હે મેંને તો સિર્ફ (માત્ર) ખર્ચ દેનેકા વઅદા કીઆ હે. ઔર વોહ બી ઈસ લીયે કે હમારે જમીનદાર હેં મેરે વાલિદે બુઝુર્ગવાર (પુજ્ય પિતાશ્રી) કે હમનશીન (ગોઠીયા) રહે હેં. મેં ઉનકો ખુબ પ્હેચાનતા હું તાહમ (તોપણ) ઈસ સબબસે મેં ઉનકી રિઆયત (તરફદારી) કરના લાઝિમ (ઝરૂરી) સમઝતા હું."

**બેગમ સાહેબ**—"વોહ દોનો યુંહ કહેતીથીં કે જબ હમને ઉન્કા એસા ઈરાદા સુના તબ હમને ઉન્સે પુછા કે તુમકો યેહ કયા સુઝા હે? ખુદાકો મનઝુર હોતા તો તુમ્હેં બેટા દેતા. ઔર અબ ભી મનઝુર હોગા તો દેગા, તો ઉન્હોંને જવાબ દિયા કે "મેં એસા બેવકુફ નહીં કે ઈત્ની બાત ભી ન સમઝું, મેં તો તીસરી શાદી કરના બિલ્કુલ નહીં ચાહતા. લેકિન કયા કરૂં નવાબ સાહબ ઝબરદસ્તી મેરી તીસરી શાદી કરાતે હેં? મેં નવાબ સાહબકા જાગીરદાર ઔર ઉન્કી મરઝી ન રખું યેહ કૈસે હો સકતા હે? યેહ સુનકર બીચારીયાં ચુપ હોગઈ ઔર મોકા પાકર મેરે પાસ શિકાયત (ફરિયાદ) લેકર આઈ. હુઝુર! દોનોં બીવીયાં બહોતહી લાયક હેં. કહતીથીં કે અગર હુઝુર હમારે ઔર ઉન્કે હાલપર (રહેમ) દયા લાકર તીસરી શાદી મોકૂફ (મુલતવી) કરદેં તો હમ નિહાયતહી મમનુન (આભારી) હોંગી ઔર હઝુરકો દોઆએં દેંગી. ખુદાકો મનઝુર હોગા તો ઝરૂર અવલાદ દેગા. બાકી ઉન્કા ઇસ ઉમરમેં તીસરી શાદી કરના અચ્છા ન માલુમ હોગા.

**નવાબ સાહેબ**—"જાલમસીંહ જુઠ કહેતે હેં. મૈંને ન ઉન્કો કહા ન સુના ન ઉન્કી તીસરી શાદી કરાનેકી મેરી મરઝી હે. હાં યેહ બાત બીલકુલ સચ હે કે વોહ ખુદ તીસરી શાદી કરના ચાહતે હેં. ઉમ્ર બૂઢી હે તાહમ બડે બુલહવસ ( રસીયા ) હેં. બેગમ! તુમ બીચારીયોંકો મેરી તરફસે યકીન ( ખાત્રિ ) દિલાના કે મેં કભી ઉન્કી તીસરી શાદીમેં ખુશ નહીં હું."

**બેગમ સાહેબા**—" ખુદા આપકો ખુશ રખ્ખે, કહીં ઝયાદા શાદીયોંસે આરામ મીલા હૈ ? "

બાંદી આવી કહે છે "જાલમસીંહ નીચે આવ્યા છે અને ખુદાવિંદ નવાબસાહેબને અને બેગમસાહેબાને તાઝીમ કહેવરાવે છે."

**નવાબ સાહેબ**—" અચ્છા હુવા વોહ આગએ. બેગમ ! તમાશા દેખો. તુમ બાજુકે કમરે ( ઓરડો ) મેં બેઠકર મેરી ઓર ઉન્કી બાતેં સુનો."

નવાબસાહેબ જાલમસીંહને ઉપર બોલાવે છે. બેગમસાહેબા ચિક નાંખી બાજુના ઓરડામાં બેસે છે નવાબસાહેબ કહે છે:—

" ઠીક આવ્યા જાલમસીંહ ! હું બોલાવવાનોજ હતો."

**જાલમસીંહ**—" કાં કાંઇ હુકમ છે ગરીબ પરવર ? "

**નવાબ સાહેબ**—" ના, ના, એવું કાંઈ નથી, માત્ર મ્હારે પુછવું હતું કે તમે જે વારંવાર ત્રીજું ઘર કરવાનું કહો છો તે ખરૂં કહો છો કે મશ્કરી કરો છો ? "

**જાલમસીંહ**—" મ્હારાં અમ્મા સાહેબ આંહી જ્છે ? "

**નવાબ સાહેબ**—" ના, ના, એ તો ઠેઠ અંદર છે."

**જાલમસીંહ**—" તો ઠીક. ખુદાવિંદ ! ઇ આપ મશ્કરી માનો તો મશ્કરી, પણ આપ મ્હારૂં દુઃખ તો જાણો છો."

**નવાબ સાહેબ**—" હા એ તો હું જાણું છું."

**જાલમસીંહ**—" અવલાદની આશા તો સહુને હોય, અને ઇ ખાતર ઈ કરવા તૈયાર થયો છું. પણ ઇ જો આપનો હુકમ હોય તો, નહી તો ઇએ નહીં."

**નવાબ સાહેબ**—" તમારી ઇચ્છા હોય તો હું શા માટે ના પાડું. કયાં મ્હારે ભોગવવું છે ? પણ જાલમસીંહ તમારા ઘરમાં તો એ વિષે કાંઈ વાંધો નથીને ? કાંઇ એમ ન થાય કે તેઓ મને બદનામ કરે."

**જાલમસીંહ**—" આપને બદનામ કરે ઈ બને ? ખરી વાત કહું ખુદાવિંદ ? મને તો ત્રીજા ઘરનો ખ્યાલે ન હતો. પણ મને ઇ

બેઉએ સમજાવ્યો અને ખુશીથી રજા આપી ત્યારે હું તૈયાર થયો. બાળક રમાડવાનો હરખ મ્હારા કરતાં એમને વધારે છે. મને કહે કે પ્રભુ અમને આપનાર હોત તો કયારનો આપી ચુકયો હોત પણ તમે તમારો ભવ શા માટે બગાડો છો ? હું તો નાજ કહેતો રહ્યો, પણ રાત દિવસ કહી કહીને મને તૈયાર કીધો. એમની મરજીથીજ મેં ઇ હામી ભરી છે, નહી તો હું કાંઇ મુરખ નથી કે કંકાસ કજીયો વધારૂં ? હજુર ! ઇ બેઉ ઘણાં સમજુ છે, પણ ખુદાવિંદ આજે સામે મોઢે આપને કેમ પુછવું પડયું ?"

**નવાબ સાહેબ**—"મને એહાં એહાં ખ્યાલ આવી ગયો કે તમે જે રાત દિવસ કહો છો તે મશ્કરી તો નથી ને ?"

**જાલમસીંહ**—"ના સાહેબ, પણ આપની રજા વગર નહીં.'

નવાબ સાહેબે થોડીવાર સુધી આમ તેમની આડી અવળી વાતો કરી તેમને રજા આપી અંદર આવી બોલ્યાઃ—

"દેખા બેગમ ! લોગોંને કૈસી જુઠ પર કમર બાંધી હૈ ? કોઇ સચ્ચા બોલતાહી નહીં. કીસીકે દિલકા હાલ તો માલૂમહી નહીં હો સકતા. ઇસ ઝમાનેમેં કિસ પર એઅતબાર (વિશ્વાસ) કરના ? બતાઓ ઉન્કે ઘરવાલે સચ્ચે યા જાલમસીંહ સચ્ચે ?"

**બેગમ સાહેબ**—'હુઝુર બ્હેતર જાનતે હૈં."

**નવાબ સાહેબ**—"મેરા ખ્યાલ હૈ કે જાલમસીંહ જુઠ બોલતે હૈં. વોહ બુઢે હુવે મગર બુલહવસ હૈં કે મૈં નવાબ સાહબકી મરઝી ઉઠાતા હું ઔર મુઝે કહેતે હૈં કે બીવીયોંકે સમઝાનેસે અવલાદકે ખાતિર તીસરી શાદી કરને તૈયાર હુવા હું. વોહ એક તરફ અપની બીવીયોંકો બનાતે હૈં ઔર દુસરી તરફ મુઝે બનાતે હૈં. દોનોંકો બનાકે અપના કામ નિકાલના ચાહતે હૈં. અચ્છા, મૈંભી તો ઉનકો ઐસા બનાઉં કે ઝીન્દગી તક યાદ કરેં. બેગમ ! દેખો તુમ ઉનકી બીવીયોં કો કેહ દેના કે વોહ ઝરા ફિક્ર ન કરેં. શાદીકી તૈયારીયાં દેખેં તબભી વોહ ન માનેં, મૈં ઉનકી શાદી કભી ન હોને દુંગા. ઉનકે બનાનેકી એક તરકીબ કરતા હું."

**બેગમ સાહેબ**—"બીચારેંકો એસા ન બનાના કે ઉન્કા ફઝીતા હો જાય. મરહૂમકે દોસ્ત હૈં, હમકો ઉન્કી ઇઝ્ઝત કરની ચાહીયે."

**નવાબ સાહેબ**—"ઇસ્કી ફિક્ર મત કરો. ઉન્કા મઝાક (મશ્કરી) મેહફિલ તકહી રહેગા. બાહેર ન ફૈલેગા."

પછી નવાબ સાહેબ બહાર આવે છે. પોતાના એક અમીરને બોલાવીને જાલમસીંહને બનાવવાની અને તેમની બો ભુલવવાની એક બાઝી રચે છે અને તદ્દન ખાનગી રાખવાની વરધી આપે છે.

---

## પ્રકરણ ૧૬ મું.

### શરાબનું પીઠું.

આજ રાતે નવાબ સાહેબને નગરચર્ચા જોવા જવાનો વિચાર થયો. આજ સુધી તેઓ કોઈ દિવસ એકલા બહાર નીકળ્યા ન હતા. એટલે એ વિચારને અમલમાં મુકવાનું કાર્ય તેમને મુશ્કેલ લાગ્યું. તેમને ઓળખાઇ જવાનો ભય થયો, પણ તેમનો સંકલ્પ દ્રઢ હોઈ ફકીરનો વેશ ધારણ કરી મેહલના છુપા રસ્તાથી તેઓ બહાર નીકળ્યા. રાતના અગીયાર વાગ્યાનો અમલ હતો. શહેરની બહાર ચારે તરફ શાંતિ પ્રસરેલી હતી. આવી શાંતિનો નવાબ સાહેબને આ પહેલો અનુભવ હતો. નવાબ સાહેબને આમાં ઘણો આનંદ આવ્યો. નવાબ સાહેબ એકલા શહેર તરફ ચાલ્યા જતા હતા ઘણા આવનારા જનારા મળતા હતા, પણ કોઈ તેમની તરફ ધ્યાન ન કરતું. એક છોકરો ભેંસની પીઠ ઉપર બેસી પાવો વગાડતો વગાડતો શહેર તરફ જતો હતો. નવાબસાહેબને તેની આઝાદી અને આનંદ ઘણાં ગમ્યાં એટલે તેને પુછ્યું—

"બચ્ચા! ધરમસાલા કહાં હૈ?"

**છોકરો**—"ગામની પેલી તરફ છે. સાંઇબાવા કયાં આંટો દઈ આવ્યા."

**નવાબસાહેબ**—"માગને ગએથે સો ચલે આતે હૈં."

છોકરો—"આણીમેર વળી કયાં વસ્તી છે ? ત્યાં તો નવાબસાહેબનો મહેલ છે."

**નવાબસાહેબ**—"હાં હાં મહેલપર હી માંગને ગયે થે."

છોકરો—"ત્યાં કોણ દીયે છે ? ત્યાં તો ઓલ્યા દરવાન ધક્કા દીયે છે."

**નવાબસાહેબ**—"તુઝે કયા ખબર ?"

છોકરો—"ઓલી વીજળીની બત્તયું ઝબકારા દીયે છે ઈ જોવા એક રાતે હું અંદર ભરાઈ ગયો હતો. મ્હારી સાથે એક ફકીર પણ માંગવા આવ્યો હતો. દરવાને અમને ભાળ્યા એટલે ધક્કા મારી મારીને બહાર કાઢયા. મેં તો નવાબસાહેબને ઘણી રાડો દીધી પણ ઉલ્ટા બે ચાર વધારે સિપાહીયું દોડયા આવ્યાં અને અમને મારીને હાંકી મુકયા."

આ હકીકત એક છોકરાના મોઢથી સાંભળી નવાબ સાહેબ વિસ્મય પામ્યાં.

છોકરો—"ઈ તો મોહટાઓને ત્યાં મોહટું અંધારૂં. ત્યાંતો ધક્કા દીયે છે. ખેરીયત ખેરીયાત કાંઇ દેતા નથી. મ્હારા મોહટા બાપા કહે છે કે મોહટા નવાબ સાહેબના વખતમાં તો ગરૂવારના દિવસે શહેરના ન્હાના છોકરાંઓને શાકર અને એક એક પૈસો દેતા આતો છોકરાઓને જોવા પણ ગરવા દેતા નથી. હા નવાબસાહેબની વરસગાંઠ આવે છે ત્યારે છોકરાઓને શાકર દેવાય છે. પણ પૈસો નહીં."

નવાબ સાહેબને ઘણો રસ આવ્યો. તેમને લાગ્યું કે ન્હાના બચ્ચાઓને બોલાવી પૈસા વ્હેંચવાની રીત ઘણી સારી હતી. એથી ન્હાનપણમાંથીજ બચ્ચાઓ પોતાના ધણિને ઓળખતા થાય છે. ન્હાનપણથીજ તેઓના કોમળ હ્રદય ઉપર ધણિની સારી છાપ બેસે છે ન્હાનપણથીજ તેઓ પોતાના માલિકને ચાહતા થાય છે. તેઓએ પાછી એ રીત ચાલુ કરવાનો સંકલ્પ કર્યો. શહેર પાસે આવ્યું. છોકરો બહારના પરામાં ચાલ્યો ગયો. નવાબસાહેબ શહેરમાં દાખલ થયા. શહેરમાં ઘણી દુકાનો બંધ થઇ ગઇ હતી અને ઘણી ખુલ્લી

હતી. તેમાં પાન બીડીની દુકાનો ધમધોકાર ચાલતી હતી. ચાની હોટલો પણ ચિક્કાર હતી. રસ્તામા શરાબનું પીઠું આવ્યું. શરાબખાનાની બહાર સડક ઉપર ઘણાં શરાબીયો એકઠા થયા હતા. શરાબ ઉડાવતા હતા અને ગાળમ ગાળા કરતા હતા. તેઓ સહુ હલકી જાતના લોકો દેખાતા હતા. એક બાઇ એક શરાબીને ગાળો ભાંડતી હતી અને લાકડી વતી મારતી હતી. શરાબી સામી ગાળો ભાંડતો હતો. બાઈ તેનો હાથ પકડી ખેંચતી હતી. શરાબી "લે મારી નાંખ–જા નથી આવતા" કહેતો હતો. બીજા શરાબીયો તે બાઈને વારતા હતા. બાઈ તેમને પણ ગાળો દેતી હતી અને કહેતી હતી. કે મ્હારો ધણિ છે, હું ગમે તેમ કરીશ, તમે મને કોણ કહેનાર? મૂવાઓ તમે તો એને ખરાબ કીધો છે, શરાબીયો તેના ઉપર ઉશ્કેરાયા હતા પણ બાઇ ઘણી જહાદ હતી કોઈને પત કરતી ન હતી. નવાબસાહેબ ત્યાં જઈ ઉભા. શરાબીયો તેમની તરફ વળ્યા "જુઓ સાંઇ! આ ઓરત ગાળો દીયે છે અને પોતાના ધણિને મારે છે. એને કાંઈ કહો નહીતર ઓરત જાતપર અમારો હાથ ઉઠી જશે" એક શરાબી નવાબસાહેબને જોઈ બોલ્યો. અલ્યા આતો આપણા મિતર ખુમારીશાહ, જા જા દોડ એમના માટે એક બે પેગ લઇ આવ. અરે યાર તમે તો આટલા દહાડાથી ક્યાં હતા? બીજા શરાબીયો પણ તેમને ધ્યાનથી જોઇ કહેવા મંડયા વાહ ખુમારીશાહ વાહ! ઠીક આવ્યા. આજે પગાર થયો છે ગંજવા ભરપૂર છે આજ તો સામટી કસર કાઢો ખુબ શરાબ પીયો. નવાબસાહેબ શરાબીયોના આ તોફાનથી ગભરાય છે. કોઇ ખુમારીશાહ નામનો ફકીર આંહી આવી શરાબ ઉડાવતો હશે એમ તેમને લાગ્યું. નવાબસાહેબે શરાબીયોની એ ધુન ચાલવા દીધી. એક શરાબી શરાબ લાવી ખુમારીશાહને આપે છે. ખુમારીશાહ યુક્તિથી ઢોળી દેવા ચાહે છે, એટલામાં પેલા શરાબીએ પેલી બાઇનું ગળું પકડી લીધું. બાઇએ બૂમો પાડી, બધા ત્યાં દોડી ગયા નવાબસાહેબે શરાબ ફેંકી દીધી અને પેલી બાઇને જઇને છોડાવી.

**નવાબ સાહેબ**—"તમે એને શા માટે મારો છો?"

**બાઇ**—"જે કાંઈ કમાવીને લાવે છે તે શરાબમાં ખરચી નાખે છે. ન્હાના ન્હાના છોકરા ભુખે મરે છે. હું મજુરી કરીને લાવું છું તે પણ ચોરીને લઈ જાય છે. આજે મ્હારાં છોકરાં રોતાં રોતાં ભુખ્યાં સુઇ ગયાં, પણ એ મુવાને શરમ ન આવી. આ મુવા દારૂડીયા એને જેમ ચઢાવે છે તેમ ચઢે છે. મ્હારૂં તો કોઈ સાંભળતુંજ નથી. હુંતો છતા ધણિએ રંડાયા જેવી થઈ ગઈ છું. આંહીંના નવાબ પણ અમારા ઉપર શું જુલમ થાય છે એ જોતો નથી. જ્યારથી આ દારૂનું પીઠું આંહી ઘાલ્યું છે ત્યારથી એવું સાલ પેઠું છે કે તોબા તોબા થઈ ગઈ છે. મુઈ પોલિસ તો સાવ આંધળી છે. મેં બે ચાર વખત જમાદાર સાહેબને કહ્યું કે આ પીઠું અહીંથી કઢાવો તો પ્રભુ તમારૂં ભલું કરે. હું અને મ્હારો ધણિ કાંઈ સુખી થઇયે. નહીતો અમે બધાં વગર મોતે મરી જઇશું. તો જમાદાર શું કહે છે કે તું અને ત્હારો ધણિ બન્ને જાહનમમાં જાઓ. મેં કહ્યું કે તમેજ જાહનમમાં જાઓને—હુંતો મ્હારા બચ્ચાં બાલાને લઇ મ્હારે પીઅર ચાલી જઇશ." તે બાઇ આવેશમાં આવી રડી પડે છે.

**નવાબ સાહેબ**—"તમે રો છો શા માટે? એને દિવસના વખતે સમજાવો અત્યારે એ નીશામાં છે."

**બાઈ**—"દરરોજ સમજાવું છું પણ સાંજે આ મુવાઓ આવે છે એટલે ફોસલાવીને લઈ જાય છે."

**એક શરાબી**— અલી હરામી! મુવા કોને કહે છે?"

બાઇને ગુસ્સો આવે છે એટલે તેના મોંહમાં એક લાકડી જડી મારે છે. બીજા શરાબીઓ બાઈ ઉપર ટુટી પડે છે. નવાબ સાહેબ તે બાઇને બચાવે છે. તોફાન વધી જાય છે. પોલીસનો સીપાહી પહોંચી જાય છે. ચાબકા પર ચાબકા મારી શરાબીયોને વિખેરી નાંખે છે. બે ચાર ચાબકા નવાબ સાહેબને પણ પડે છે. પોલીસ નવાબ સાહેબને જોઈ કહે છે:-"અહો કોણ? ખુમારીશાહ બદમાશ! તું ત્હારી બદમાશી મુકતો નથી. જ્યાં જાય છે ત્યાં હુલ્લડ કરે છે! યાદ રાખ જો હાથકડી પહેરાવી કેદમાં પુરી ન દઉં તો મ્હારૂં નામ નહીં."

નવાબ સાહેબને પોતાનો વેશ ખુમારીશાહ જેવો હોવાનો અચંબો થાય છે. સિપાહીની ધમકીથી તેમના હોશ ઉડી જાય છે. તેઓ તેને કાંઈ જવાબ આપતા નથી. માત્ર તેની સામે ટગર ટગર જોયા કરે છે. સીપાહી બડબડતો શરાબ વેચનારની પાસે જઈ કહે છેઃ–

"તમે શું તોફાન કરાવો છો ? જુવો ખુમારીશાહે કેવી ભયંકર મારામારી કીધી છે ? તમે શરાબીયોને બીલકુલ કાબુમાં રાખતા નથી. મ્હારે હવે તમારો રીપોર્ટ કરવો પડશે."

**કલાલે કહ્યું**—"મ્હારા પીઠામાં મારામારી નથી થઈ. બહાર જઈને લડે તેનો જવાબદાર હું હોઉં જમાદાર સાહેબ ? ( પેટીમાંથી રૂપીયા પાંચની નોટ કાઢી તેને આપી ) તમારી તો મહેરબાની જોઈયે તમારી અમારા ઉપર નજર છે તો તો રળી ખાઈએ છીયે લ્યો આ પાન સોપારી લઈ જાઓ."

નવાબ સાહેબને ઘણીજ તાજુબી થાય છે. સીપાહી પાંચ રૂપીયાનું નિવેદ્ય મળ્યાથી નરમ પડે છે અને કહે છેઃ—

"જુઓને શેઠજી, આજકાલ અમલદારોની દેખરેખ વધી ગઈ છે. એટલા માટે લગાર ચેતવું પડે છે. તોફાન તમારે ત્યાં થાય અને આફત અમારા ઉપર આવે એવું ન બનવું જોઈયે. લગાર ધ્યાન રાખીને કામ થાય તો સારૂં."

નવાબ સાહેબ લાગ જોઈ ત્યાંથી સરકી જાય છે, પાછા ઘેર જવાનો વિચાર કરે છે, પણ પેલો સિપાહી તેમને મુકતો નથી. તરત પાછળ આવી "ખુમારીશાહ ! નાસી કયાં જાય છે ?"

**નવાબ સાહેબ**—"હું કયાં નાસી જાઉં છું ? હું તો મ્હારા રસ્તે ચાલ્યો જાઉં છું ?"

**સિપાહી**—"પેલી બાઈના ઉપર હુમલો કર્યો અને ઉપરથી મ્હારા રસ્તે ચાલ્યો જાઉં છું ? હું તને ઓળખું છું બદમાશ."

**નવાબ સાહેબ**—( લગાર કડક થઈ ) "તું દરેક વખતે ખુમારીશાહ, ખુમારીશાહ, કહે છે, પણ જરા આંખો ઉઘાડી

જોતો ખરો કે હું ખુમારીશાહ કયાં છું ? પેલા તો શરાબી હતા પણ તેં તો શરાબ નથી પીધો ને ?"

**સિપાહી**—(ધ્યાનથી જોઇને) "ત્યારે તું કોણ છે ?"

**નવાબ સાહેબ**—"એનું ત્હારે શું કામ છે ?"

**શિપાહી**—"કામ કેમ નહીં ? શરાબખાનામાં આવ્યો હતો એટલે કામ નહીં ? શરાબખાનામાં કોણ આવે છે એ સહુના અમારે નામ નોંધી લેવા પડે છે. માટે ચાલ ચોકી પર અને ત્હારૂં નામ ઠામ નોંધાવ."

નવાબ સાહેબ ઘણા સટપટાય છે. સિપાહીની પાસે આજીજી કરે છે–"હું શરાબખાને નથી ગયો. હું તો સ્હેજ તકરાર જોવા ઉભો રહ્યો એમાં ફસાઈ ગયો. આબરૂદાર માણસ છું માટે જવા દે તો સારૂં."

સિપાહી લગાર કડકાઈથી કહે છેઃ—

"આબરૂદાર ન જોયો હોય તો ? લાંબી દાઢીને શા સારૂ લજવે છે ? શરાબખાનામાં આવી શરાબ પીતાં શરમ ન આવી અને ચોકીમાં આવી નામ લખાવતાં શરમ આવે છે ?"

નવાબ સાહેબ એક રૂપિયો કાઢી પોલીસને આપવા જાય છે.

**સિપાહી**—"ત્હારો એક રૂપિયો લઇને પંદર રૂપિયાની નોકરી ખોઉં. એક રૂપિયો આપતાં જરા વિચાર તો કર."

નવાબ સાહેબ બીજો રૂપીયો કાઢી આપે છે. સિપાહી તે લઈ લે છે. સામેથી જીલ્લા ફોજદાર ઘોડા ઉપર રોનમાં આવે છે.આ બે જણને જોઈ પડકારે છે. સિપાહી કહે છે.

"હું પ્હેરેદાર છું સાહેબ."

**ફોજદાર**—"આ બીજું કોણ છે ?"

**સિપાહી**—"ફકીર છે. રસ્તો પુછે છે એટલે બતાવું છું."

**ફોજદાર**—"શહેરથી અજાણ્યો છે ? કયાં જનાર છે ? શા સારૂ આવ્યો છે ? અને શા સારૂ જનાર છે ?"

**સિપાહી**—"સાહેબ, ફકીર એટલે માંગી ખાવા આવે."

**ફોજદાર**—"નહીં નવા માણસનો પુરતો ખ્યાલ રાખો. તેને ચોકી ઉપર લઈ જાઓ હું ત્યાં આવું છું. આજકાલ ફકીરના વેષમાં ઘણા ભામટા ભમે છે."

બદમાશ—ભામટા વિગેરે શબ્દોથી નવાબ સાહેબનું ઉપરા ઉપર અપમાન થાય છે પણ તેઓ સર્વ સહી લે છે ફોજદારને કહે છેઃ—

"થાકેલો છું, ચોકી ઉપર લઈ જઈને શું કરશો? ધર્મશાળામાં રાત રહી ચાલ્યો જનાર છું."

**ફોજદાર**—"ગરબડ નહીં, મુંગે મોઢે ચાલ્યો આવ. અમે શું શું જાણીયે કે તું સાહુકાર છે કે ચોર છે? (સિપાહીને) જા, એને ચોકી ઉપર લઈ જા."

નવાબ સાહેબને હવે પાસવર્ડ આપવાની જરૂર દેખાય છે. તરત "હુશિયાર શબ્દ ફોજદારને સંભળાવે છે. ફોજદાર અને સિપાહી શબ્દે પુછ્યા વિના ત્યાંથી ચાલતા થાય છે. નવાબ સાહેબ ત્યાંથી ગુપચુપ મહેલમાં પાછા આવતા રહે છે. ફોજદાર સિપાઈને પુછે છેઃ—

"અલ્યા તે કોણ હતા તેં ઓળખ્યા?"

**સિપાહી**—"ના સાહેબ! મ્હારા તો પાસવર્ડ સાંભળી છક્કાજ છુટી ગયા છે."

**ફોજદાર**—"કેમ? શા સારૂ?"

**સિપાહી**—"આપ તો મુરબ્બી છો. આપથી નહીં છુપાવું."

**ફોજદાર**—"એવું શું થયું છે? પણ એ હતું કોણ?"

**સિપાહી**—"ગજબ થયો છે. સવાર થતાં મ્હારાતો બારજ વાગવાના છે. હું સમજું છું કે તેઓ સુપ્રન્ટિન્ડન્ટ સાહેબ ખુદ હતા. આજે તેમણે પાસવર્ડ વ્હેંચ્યા છે."

**ફોજદાર**—"મને પણ એમજ લાગે છે. ગમે તે હોય પણ હતો કોઈ મોહટો અમલદાર. તેં જોયું નહીં તેની વાતમાં ગભરાટ ન હતો. અવાજ પણ ન ઓળખી શકાયો. આપણને એવો વ્હેમજ

ન હતો. જો એવો વ્હેમ હોત તો ઓળખવાના પ્રયત્ન કરત. બધું ચટપટ થઇ ગયું પણ હા, તેં ગજબ શું કર્યો એ કહે."

**સિપાહી**—"પેલા કલાલ પાસેથી એમના દેખતાં રૂપીયા પાંચની નોટ લીધી અને એમની ખુદની પાસેથી રૂપીયા બે લીધા. સાહેબ! બચડવાળ માણસ છું માંડમાંડ નોકરીએ ચઢયો હતો, હવેથી એવી ભુલ નહીં કરૂં. આપ કોઈ રીતે બચાવો. જો સાહેબ હશે તો ઓફીસમાં આવતાંજ બોલાવશે અને શિક્ષા સાથે ડીસમીસ કરશે. હું આપને શરણે છું. આપ કાંઈ બચાવવાનો ઉપાય બતાવો તો જીંદગી સુધી આપનો ગુલામ રહું, મોરી ભુલ થઈ પણ હવેથી જો તેવું કરૂં તો મને ગૌહત્યાનું પાપ બેસે."

ફોજદાર સાહેબના મોઢે ચઢેલો સિપાહી હતો એટલે તેમણે તેની વાત સાંભળી કહ્યું—

"લેવા ઉપર ચઢો છો ત્યારે જરાએ આડું અવળું જોતા નથી. બસ હજમ કરવાનીજ વાત રાખો છો! જ્યારે ફસાઓ છો ત્યારે બચાવો બચાવો કહેતા આવો છો? હવે અમારે બચાવવું તે કેમ?"

**સિપાહી**—"મ્હારી નોકરીથી આપ વાકેફ છો. કોઇ વખત નોકરીમાં મને દાગ લાગ્યો નથી. ટુંકો પગાર અને બચડવાલ માણસ એટલે જીવ લલચાઈ જાય છે. પણ આપ હાથ નહીં રાખો તો કોણ રાખશે?"

**ફોજદાર**—"એ બધું ખરૂં. પણ સુપ્રીટેન્ડન્ટ સાહેબની પાસે મ્હારૂં કશું ચાલવાનું નથી. તેમની સામે તો હું લાચાર છું. પાપનો ઘડો ભરાય તો આખર ફુટે."

**સિપાહી**—"મ્હારા આજે શા ભોગ લાગ્યા હતા કે શરાબ-ખાને ગયો!"

**ફોજદાર**—લાલચ બુરી બલા છે. એ તને ખેંચીને લઇ ગઈ. બાળા જ્યારે હેવાયા થાઓ છો ત્યારે કાંઇએ વિચાર કરો છો? ++ ++++ હાં જો ત્હારાથી બની શકે તો તને એક રસ્તો બતાવું. આપણા નવાબ સાહેબ ઘણી ઉદાર પ્રકૃતિના છે, ઘણાં ક્ષમાવાન

છે. કસુર કરનારો જો તેમની સામે કસુર કબુલ કરી લે—માફી માંગે અને પછી કદી ન કરવાની ખાત્રિ આપે તો તેઓ કસુર માફ કરે છે. પણ જો પછી એનો કસુર જાણવામાં આવે તો શિક્ષાએ તેવીજ સખત કરે છે. માટે તું ત્હારા બાલ બચ્ચા લઇ તેમની હજુરમાં જા, ટુંક પગારનું અને હવે પછી કદી એવું નહીં કરવાનું કબુલી માફી માંગ, કદાચ એ ત્હારી સીફારશ કરશે. નહીં તો તું મરેલો તો છે જ. હું તો સમજું છું કે ત્હારા માટે ઘેરથી ઓર્ડર લખીને જ સાહેબ ઓફીસમાં આવશે. મ્હારા ઉપર પ્રભુની એટલી દયા કે મેં વધુ તડપચ કરી નહીં. નહીં તો હું પણ કાંઇ વાંકમાં આવી જાત. હવેથી લગાર ધ્યાન રાખો અમલદારો રાતમાં છુપા વેષે નીકળવા મંડયા છે. માટે કાંઇ ભટકાઈ ન જાઓ એનો ખ્યાલ રહે તો સારૂં."

સિપાહી કોઇ દિવસ નવાબ સાહેબની હજુરમાં ગયો ન હતો. તે હજુરમાં પહોંચી શકે એવું તેનું ગજું નહોતું. તોપણ તેને ગળે આ વાત ઉતરી તેથી ડ્રેસ પહેરી બાલ બચ્ચાંઓને સાથે લઇ મહેલે આવ્યો.

નવાબ સાહેબ સવારે વ્હેલા ઓફીસમાં આવી ચુક્યાં હતા, હજુરીયાએ ખબર આપ્યા. રાતની હકીકત મનમાં તાજી હોવાથી નવાબ સાહેબ ચમકયા. સિપાહીને હજુરમાં બોલાવ્યો. જોયુંતો રાત વાળોજ સિપાહી હતો. તેમને શંકા પડી કે મને ઓળખી ગયો લાગે છે. સિપાહીએ અંદર આવતાંજ હજુરનો જોડો મોંહમાં લઇ લીધો. હજુરને ખાત્રિ થઇ કે રાતવાળી હકીકત માટેજ આવ્યો છે અને ચોક્કસ મને ઓળખી ગયો છે.

**સિપાહી**—"ગરીબ પરવર! આ મ્હારા ન્હાના ન્હાના બચ્ચાંઓ સામું જોઇ મને માફ કરો. હું કસુરવાન છું. પણ જીવતદાન લેવા આવ્યો છું. આપ અન્નદાતા છો. મારો યા ઉગારો."

**નવાબ સાહેબ**—"શું કસુર અને શું વાત છે એતો કહ?"

સિપાહી સર્વ હકીકત કહી સંભળાવે છે. રાતવાળો વેશ ધારી ફકીર સુપ્રીન્ટેન્ડન્ટ હતો એવી સિપાહીની તથા ફોજદારની સમજ પડેલી હોઇ તેમને સંતોષ થયો કારણ કે પોતે એવી રીતે નગરચર્ચા જોવા નીકળે છે એ હકીકત હાલ જાહેર થાય એ પસંદ કરતા ન હતા. નવાબ સાહેબે ગુસ્સામાં આવી સિપાહીને કહ્યું—

"એમાં હું શું કરૂં? ધોરણસર જે થતું હશે તે [illegible] કરશે! લાંચ જેવી બદી કરો અને પછી માફી માંગવા આવો, તે મુનાસબ નથી. તમારા ઉપરીએ તમને સખત સજા કરવી જોઇયે. હું તેમાં દરમીયાનગીરી કરી શકતો નથી તમે લોકો આવી રીતે રૈયતને લુંટો છો એ જાણી મને સખત દીલગીરી થાય છે. તમને સખત સજા થવી જોઇયે."

**સિપાહી**—"મ્હારી નોકરી જુની છે મને કોઇ દાગ લાગ્યો નથી, બચ્ચાંઓ ન્હાના છે. સરકારની રહેમની માગણી કરૂં છું. અને મારા બચ્ચાઓ પર રહમ ખાશો તો ખુદા આપ ઉપર રહમ ખાશે. ટુંકો પગાર એટલે એવા ગુન્હા અમારાથી થઇ જાય છે. પણ હવેથી એવો ગુન્હો કરૂં તો મને ગૌહત્યાનું પાપ."

**નવાબ સાહેબ**—"હવે પછી એવું નહીં કરે?"

**સિપાહી**—"હવે કરૂં તો ગૌ હત્યાનું પાપ."

**નવાબ સાહેબ**—"વારૂ એક બીજી શરત કબુલ કર. તમારા ખાતામાં કોઈ પણ માણસ એવું કામ કરે તો મને તેના ખબર આપવા. પણ જો સાચા ખબર આપવા. એવા સાચા ખબર આપવાની ગિતાજીની પ્રતિજ્ઞા લે."

**સિપાહી**—"હું ગિતાજીના સોગન્દ લઈ કહું છું કે જો કોઇની લાંચ લેવાની હકીકત મ્હારા જાણવામાં આવશે તો સાચે સાચી હકીકત હજુરમાં રજુ કરીશ."

**નવાબ સાહેબ**—"જા, ત્હારા સાહેબને હું ત્હારી સીફારીશ કરી દઉં છું. પણ આ હકીકત તું કોઇને કહીશ નહીં. તું મ્હારી પાસે આવ્યો હતો એ પણ કોઇને જણાવીશ નહીં."

સિપાહી—"પ્રભુ આપનું રાજ્ય અમર રાખો."

પછી તે ખૂશ થતો થતો ત્યાંથી ચાલ્યો જાય છે.

રાતની હકીકતમાં નવાબ સાહેબને ઘણો રસ આવ્યો હોય છે. ન જોઈ હોય ન જાણી હોય તેવી સમુજ પડેલી હોય છે. શરાબની બદી તરફ તેમનું ધ્યાન ખેંચાય છે. શરાબની બદીથી કેટલાં બધાં કુટુંબો ઉપર સંકટ આવતા હશે એ વિચારથી તેઓને ખેદ થાય છે. ઇસ્લામે શરાબ પીનારને, શરાબ વેચનારને, શરાબનો હિસાબ રાખનારને, તેનું નામું લખનારને, તેના ધંધામાં મદદ કરનારને ગુન્હેગાર ઠરાવેલ છે તેનું ખરૂં રહસ્ય હવે તેમને સમજાય છે. મ્હારા રાજ્યમાં શરાબનો ધંધો ધમધોકાર ચાલવા દેવાથી શું હું ગુન્હેગાર થાઉં છું ત્યારે મ્હારે શા માટે એ ધંધો બંધ ન કરાવવો એવો પ્રશ્ન ઉગી આવે છે. તરતજ ટેલીફોન કરી દીવાન સાહેબને બોલાવે છે. દીવાન સાહેબ આવે છે એટલે નવાબ સાહેબ કહે છેઃ—

"આજે મેં તમને એક અગત્યના કામ સારૂ બોલાવ્યા છે. આજે મ્હારૂં ધ્યાન શરાબની બદી દૂર કરવા તરફ દોરાયું છે. અમારા ધર્મે શરાબને હરામ ઠરાવ્યું છે. તમારાં ધર્મમાં પણ એની મનાઇ હશે, ત્યારે આપણે એ બદીને શા માટે દૂર કરવી નહીં એવો મને વિચાર થાય છે. લોકોની પણ એજ માગણી છે."

નવાબ સાહેબ—"શરાબ એ ભયંકર બદી છે. એનો કોઇથીએ ઇન્કાર થાય નહી પણ એ દૂર કરવાથી ઉપજમાં ઘણું નુકશાન થાય એવું છે. એના ઇજારાના આપણને લગભગ વાર્ષિક સાઠ હજાર રૂપીયા આવે છે. જો એ બંધ કરવામાં આવે તો બજેટમાં એટલા રૂપીયાની ખોટ આપણે કેવી રીતે પુરી પાડી શકીએ ? બજેટની એ મુશ્કેલી સમજ્યા વગર લોકો તેને બંધ કરાવવા બૂમો મારે છે. મ્યુનીસીપાલીટીનું ખરચ પણ રાજ્યને માથે પડે છે. કેળવણી ખાતાનું ખરચ પણ વધી ગયું છે. કારણ કે આપે આખા રાજ્યમાં મફત કેળવણી કીધી છે, નવા નવા કર વેરા નાંખવાના સંબંધમાં આપણું રાજ ઘણું પછાત છે જો તેટલી રકમ પુરતાં

કર વેરા વધારવામાં આવે તો આપણે એ ખોટને પહોંચી શકીએ."

નવાબ સાહેબ—"શરાબની બદીને અમારો ધર્મ શયતાનની બદી માને છે: માત્ર આમદાનીની ખાતર શયતાનની બદીને ચાલવા દેવી એ આપણી માણસાઈને શરમાવનારૂં છે. મને બજેટની આંટી ઘુંટીની સમજ પડે નહીં. હું તો આપણે ત્યાંથી એ બદી દૂર થાય એટલું સમજું. જો આમદાનીનો સવાલ વચમાં લાવવામાં આવે તો બધા બદી કરનારા એજ દલીલ કરે. આમદાનીની ખાતર ચોરીયો થાય છે, જુગાર રમાય છે, કન્યા વિક્રય થાય છે, વ્યભિચારનો ધંધો ચાલે છે અને ખૂનો થાય છે. શરાબની બદીને અમારા ધર્મે "ઉમ્મુલ ખબાએસ" સર્વ બદીયોની માતા ગણેલ છે. મેં ગણાવી એ સર્વ બદીયો શરાબની બદીથી નીપજે છે. માટે મ્હારી તીજોરીમાં શરાબની આમદાની આવવી જોઈએ નહીં એથી બીજું હું કાંઈ સમજતો નથી."

દીવાન સાહેબ—"એ સત્ય છે, પણ આપણે એ ખોટ કેવી રીતે પુરી કરવી એનો વિચાર તો કરવોજ જોઈશને?"

નવાબ સાહેબ—"જ્યારે ખરાબ વર્ષ આવે છે ત્યારે આપણે શું કરીએ છીએ?"

દીવાન સાહેબ—"આપણે અનામત રકમમાંથી ઉપાડી ખરચ ચલાવીએ છીએ."

નવાબ સાહેબ—"એટલી ખોટ છે તો સાઠ હજારની ખોટ વધારે પણ એ બદી દૂર થવી જોઈએ. જ્યારે સારૂં વર્ષ હોય છે ત્યારે કાંઈ બચત થાય છે કે નહીં?"

દીવાન સાહેબ—"ત્યારે બે ત્રણ લાખની બચત થાય છે."

નવાબ સાહેબ—"તો કાંઈ દરેક વર્ષ ખરાબ આવતું નથી. આપણે એ આમદાની ન લઈએ તો બીજું ખરચ ઓછું કર્યા વિના આપણે આપણું ખરચ ચલાવી શકીએ છીએ. હરામ આમદાની બંધ કરવાથી ખુદા આપણને બરકત આપશે. માટે બને તેમ જલદી એ બદીને દુર કરો."

દીવાન સાહેબ—"પણ હજુર, હાલના કોન્ટ્રાક્ટરના ઈજારાની

મુદ્દત પુરી થાય ત્યાં સુધી તો આપણે થોભવું પડશે. નવા ઈજારા વખતે જોઈ લેવાશે."

**નવાબ સાહેબ**—"આ ધર્મનો સવાલ છે. હું તેને એક દીવસ પણ વધારે લંબાવવા ચાહતો નથી."

**દીવાન સાહેબ**—"પણ એમાં ઈજારદારનો શો વાંક? એ શા માટે એટલી મુદ્દતનું નુકસાન ખમે?"

**નવાબ સાહેબ**—"હજુ ઇજારાની કેટલી મુદ્દત બાકી છે?"

**દીવાન સાહેબ**—"ભાગ્યેજ બે માસ બાકી હશે."

**નવાબ સાહેબ**—"ત્યારે એ બે માસની ખોટના વરાડના પૈસા તેને પાછા આપી પીઠાં બંધ કરાવો."

**દીવાન સાહેબ**—"તીજોરીમાં હાલ નાણાની ભીડ છે."

**નવાબ સાહેબ**—"અનામત રકમમાંથી ઉપાડો."

**દીવાન સાહેબ**—"જે લોકો શરાબી છે તેમને એકાએક શરાબ બંધ થઈ જવાથી કાંઈ બીમારી થઈ જવાનો સંભવ રહે છે એ પણ ધ્યાનમાં લેવા જેવું છે."

**નવાબ સાહેબ**—"આપણા મેડીકલ ખાતાને એ કામ સોંપો. ને ખાતું શહેરના સર્વ શરાબીયોનું લીસ્ટ તૈયાર કરી તેમને પોતાની સારવાર નીચે રાખી તેના પ્રત્યાઘાતથી તેમને બચાવે."

**દીવાન સાહેબ**—"એ પણ ખરચનું કામ છે."

**નવાબ સાહેબ**—"શરાબની બદી મેં ચાલવા દીધી તેથી એ બીચારાઓને નુકસાન થએલું છે. એ મ્હારો દોષ થયો છે એટલે તેના પ્રાયશ્ચિત તરીકે એ વિષેનું સર્વ ખરચ પણ મ્હારેજ આપવું જોઈયે. જો તમે તીજોરીમાંથી ન આપી શકતા હો તો એ ખરચ હું મ્હારા 'જેબે ખાસ' માંથી આપીશ."

**દીવાન સાહેબ**—"જેવી હજુરની ઇચ્છા, હું એ વિષે લાલને લાલ બંદોબસ્ત કરૂં છું."

પછી ત્યાંથી દીવાન સાહેબ રૂખસત થાય છે.

---

# પ્રકરણ ૧૭ મું.

## મારવાડી અને મીયાં.

સાંજના ચાર વાગ્યાનો વખત છે. ધીરધારનો ધંધો કરનાર મારવાડી શેઠ પોતાની બજારની દુકાનના ગાદી તકીઆ ઉપર હાથ પગ લંબાવતો ચેનથી પડયો છે. સાંજના બજારની બહાર અને છલબલ નિરાંતે જોઈ રહ્યો છે. એકાએક તેની નજર કોઈ ઉપર પડે છે. એટલે ગાભરો થઇ બેઠો થાય છે, ખરિકોતરો ખોલી, ચોપડો કાઢી ચશ્મા ચઢાવી જાણે મહા કાર્યમાં પડયો હોય તેમ પાના ફેરવવા મંડી પડે છે. એક અધેડ ઉમરનો મીયાં ધ્યાન ખેંચતાં કહે છેઃ—

"શેઠજી સલામ."

પહેલીવાર મારવાડી તેની સામે જોતો નથી, મીયાં બીજીવાર સલામ કરે છે ત્યારે મારવાડી "સલામ મીયાંસાબ" કહી વળી પાછું ચોપડામાં ધ્યાન પરોવે છે.

મીયાં થોડીવાર થોભે છે. પણ મારવાડી ચોપડામાંથી નજર ફેરવતોજ નથી એટલે મીયાં કહે છે.

"શેઠજી જરા બાત તો સુન લો." મારવાડી ઠંડા જીગરથી જવાબ આપે છે.

"અભી કામમેં હું. કોઈ દુસરી વખત આવજો. ફરસદ હોવે ત્યારે આવજો."

મીયાં આ જવાબ સાંભળી ચિડાય છે. કારણ કે એ જ્યારે તેની પાસે જતો ત્યારે એજ પ્રમાણે કહેતો તેથી કહે છે.

"કિતને ધિકકે ખાઉં ? અગર ન દેના હો તો ઇન્કાર કર દો."

**મારવાડી**—"ત્યારે મેં ભી કિતને વખત જવાબ દઉં ? મેંબી બહોત વખત જવાબ દે ચૂકા હું, તમ સમજો નહીં ઇસકા મેં કયા કરૂં ?"

મીયાં આકળો થઈ પુછે છે.

"તુમને બહોત વખત કયા જવાબ દીયા હૈ ?"

**મારવાડી**—" અભી ફુરસદ નહીં."

**મીયાં**—" તુમ મેરીગે વહાંતક ફુરસદ ન પાઓગે વાસ્તે ક્યા મેરે ધિક્કે ખાતે જાના ?"

**મારવાડી**—" તુમકો મેં કહેતા નથી કે ધક્કા મત ખાઓ.

**મીયાં**—" તો ક્યા ફિર છુટકે રૂપે નહી દેને વાલા ?"

**મારવાડી**—" મે કાંઈ ના પાડતા હું ? મેં તો કહેતા હું કે તમ ધિક્કે મત ખાઓ ઓર મત ખાઓ ઓર મત ખાઓ."

**મીયાં**—" મંય આતા હું તો તુમ રૂપે નહીં દેતે. ફિર ધિક્કે ખિલાનેસે ક્યા ફાયદા ?"

**મારવાડી**—" રૂપે શુપે મુફતકે નથી કે માલજાવે ?"

**મીયાં**—" અબે ક્યા બોલા ?"

**મારવાડી**—" ક્યા બોલા ? કુછ માંગતા છે ? રૂપે કાહેકે ને બાત કાહેકી ? મીયાં ડાગલી તો નથી ખસી ગઈને ?"

મીયાં એકદમ ગુસ્સામાં આવી જાય છે અને કહે છે.

" થુ હય તેરે મુંહપર "........." આખર મારવાડીકી ઝાત-પર ગયાને ? "........." બીચારી ગરીબ ઓરતકે રૂપ્યોં કે ખાતિર આતાહું નહીં તો મેં તેરે પર થુકું તક નહીં."

**મારવાડી**—" મોઢું સંભાલીને બોલો. 'મીયાશાબ,' મીયા-શાબ' કહેતા હું તો મીયાશાબ ગાળો દેતા છે! જાઓ મેરી દુકા-નપરસે નિકલ જાઓ."

**મીયાં**—" છુટકે રૂપે ધરદે, તો ચલા જાઉં."

**મારવાડી**—રૂપે કાહેકે ?"

**મીયાં**—" આખર મારવાડીકી ઝાત પર ગયા. એકતો બયાઝ ચડાકર દેઢસોકે પાંચસો લીયે ઓર ઉપરસે યુંહ કહેતા હય ?"

**મારવાડી**—" મીયાંશાબ ! કહું છું કે વધુ મત બોલો. કાંઈ મફત લીધાં છે ? માગતા હતા તો લીધા છે. કાંઈ સપાડા કીધા છે ?"

**મીયાં**—" તું કોઈ સાહુકાર નહીં. બડા નીચ આદમી હય. સખુન દેકર ફિર જાતા હય ?"

**મારવાડી**—"તમારે મેરી સાથે લડના છે." મીયાં ખોજ ઉશ્કેરાઈ કહે છે.

"અમે લડના કીસકા હય? ઉંધી બાત કયું કરતા હય?"

**મારવાડી**—(બુમો મારી) "ના, ના, આવ લડ, આ બધું લુંટી જા," ઉપર પ્રમાણે બોલતો બોલતો તે ઉભો થઈ જાય છે, ચોપડો ફેંકી દે છે, રૂપીયા રોકડાનું પરચુરણ પડયું હતું તે મીયાંના મોંહ ઉપર દઈ મારે છે. મીયાં ગભરાઈ જાય છે. પરચુરણ વાગવાથી દુકાન ઉપર ચડી મારવાડીને બાઝી પડે છે. ચોર! ચોર! લુંટી લીધો, મારી નાખ્યોની મારવાડી ચીસો પાડે છે. આસપાસના લોકો ભેગા થઈ જાય છે. એક સિપાહી ત્યાં પહોંચી જાય છે. તેને જોઈ મારવાડી ઉતાવળો કહે છે. "જુઓ આ મીયાં ધોળે દહાડે લુંટ પાડે છે." આથી મીયાં ઘણો ભડકી ઉઠે છે. સિપાહીની ફીકર તેને ઉપરા ઉપર મુક્કા દઈ મારે છે. હરામઝાદે ઝુંટ બોલતા હૈ? અપના પન દિખાતા હૈ? સિપાહી મહા મુશ્કેલીથી મીયાંને ત્યાંથી ખસેડે છે. બજારના બીજા વ્હેપારીઓ "આ તો ગજબ છે. આવું અંધેર તો કયાંય ન જોયું, બીચારાને ધોળે દહાડે લુંટી અને ઉપરથી ઉલટો માર મારે? એને તો ઠેઠ પહોંચાડવો જોઇએ"ના અવાજો કરે છે. મીયાં પોતાની હકીકત સમજાવવાના પ્રયત્ન કરે છે પણ ઉશ્કેરાએલા લોકો તેનું કાંઇ સાંભળતા નથી. સામે પોલીસ ચોકી હતી. સિપાહી તે બન્નેને ચોકીએ લઈ જાય છે. લોકોનું ટોળું પાછળ પાછળ જાય છે. ઇન્સપેક્ટર ચોકીએ આવેલા હોઈ ટોળું આવતું જોઇ ગભરાય છે. આવતી જતી ગાડીયો અટકી પડે છે. એટલે એક સિપાહીને મોકલી ટોળું વિખેરી નાંખવાના પ્રયત્ન કરે છે. ટોળું વિખેરાતું નથી એટલે સિપાહી ચાબકો ઉગામે છે ટોળામાંનો એક કહે છે ચાબકો શાનો ઉગામે છે? ત્હારા બાપનું રાજ છે? સિપાહી ચાબકા વડે તેને ત્યાંજ ઝુડી નાખે છે. તરતજ આખું ટોળું વિખરાઇ જાય છે. મારવાડી જુલમ! જુલમ! અંધેર અંધેરના પુકાર કરે છે. ઇન્સપેક્ટર તેને શાંત થઈ વાત

કરવાની ઓલામણ કરે છે. ઇન્સપેક્ટર મીયાંને ઓળખે છે એટલે કહે છે "કરીમખાન આ શું તોફાન કરી નાખ્યું ?"

**મીયાં**—"યેહ હરામઝાદેકો પુછો."

**મારવાડી**—"જુઓ ! જુઓ ! આપ સાહેબની રૂબરૂ મને ગાળો દે છે."

**ઇન્સપેક્ટર**—"કરીમખાન ઉશ્કેરાઇ ન જાઓ." (મારવાડીને) "લે શેઠ તું કહે."

મારવાડી બનાવટી વાત કરે છે. ઇન્સપેક્ટર મારવાડીને સારી પેઠે ઓળખતો હતો કે બડો તરકટી માણસ છે. કરીમખાનને એક સાચા માણસ તરીકે તે ઘણા લાંબા વખતથી પીછાણતો હતો એટલે કરીમખાનને પુછે છે.

"હવે તમે કહો કે શું બન્યું ?"

**કરીમખાન**—"હકીકત લાંબી છે. સાહેબ! અમીના બેગમ નામની એક ખાનદાની બાઇ છે. તેને આઠ દસ વરસના બે બચ્ચા છે તેણી વિધવા છે, એના ધણિની જીંદગીમાં બાઇએ અમીરી કીધી છે. એના ધણિની પાછલી જીંદગી, જાગીર અને મિલકત કરજ પેટે હરાજ થઇ જવાથી લગાર દુઃખમાં પસાર થઇ હતી. તેણે આ મારવાડી પાસેથી રૂપીઆ દોઢસો વ્યાજે લીધા હતા. બનવા કાળ પ્લેગમાં એનું મરણ થયું, બાઇ નિરાધાર થઇ પડી. પરદા નશીન અને આબરૂદાર બાઇ અને કમાઇનું કાંઇ સાધન નહીં. મહેનત મજુરી કોઇ દીવસ કીધેલી નહીં, એટલે તે થઇ શકે નહીં અને કરતાં આવડે પણ નહીં. તેણીને પોતાનું અને પોતાના બે બચ્ચાંઓનું પેટ ભરવું મુશકીલ થઇ પડયું, બીચારી ઘરનું રાચ રચીલું વેચી નિર્વાહ કરવા લાગી પડતાં ઉપર પાટાની જેમ મારવાડી દોઢસોના વ્યાજ સહિત પાંચસો કરી રૂપીયા લેવા આવ્યો. બાઇ મુંઝાઇ, તેણીએ પોતાની નિરાધાર સ્થીતિ આ મુઝીને સમજાવી કહ્યું કેઃ—"તમારો અને મહારા ધણિનો જુનો સંબંધ હતો તમે તેમની પાસેથી ઘણાં વ્યાજ ખાધાં છે—અમારી હજારોની વાડી હજુ તમે ખાઓ

છો, વળી તમે દોઢસોના પાંચસો કર્યા છે. માટે બચ્ચાઓ મોહટાં થઇ કમાતા થાય ત્યાં સુધી થોભી જાઓ મ્હારા બચ્ચાંઓ મોહટા થઇ પોતાના બાપનું સર્વ કરજ ભરી દેશે" પણ આ હરામી માન્યો નહીં તેને લગારે દયા આવી નહીં. "મુંઝી" શબ્દથી મારવાડીને ઘણો ગુસ્સો આવ્યો હતો પણ હરામી શબ્દથી તે બે કાબુ થઇ ગયો અને બોલ્યો.

"મીયાં જીભને કાબુમાં રાખ નહીં તો જોયા જેવી થશે."

**ઇન્સપેકટર—**"શેઠ તમે વચમાં ન બોલો. આ પોલીસ ચોકી છે કાંઇ બકાલા મારકીટ નથી."

**મારવાડી—**"ત્યારે એની જીભ કાબુમાં રખાવોને?"

**ઇન્સપેકટર—**"તમે હમણાં ચુપ રહો (મીયાને) હાં પછી?"

**કરીમખાન—**"બાઇ પાસે કાંઈ રહ્યું ન હતું. માત્ર રહેવાનું ઘર બાકી હતું એ ઘર ઉપર આની નજર હતી. તે કોઇપણ રીતે એ ઘર પડાવી લેવાં માંગતો હતો. બાઇએ એની આગળ ઘણા કાલાવાલા કર્યા. હું બાઈનો સગો થાઉં છું. મેં પણ એની સામે હાથ પગ જોડયા પણ એ માન્યો નહીં. અને ઉલટો કહેવા મંડયો કે "મ્હારા રૂપીયા હરામના ન હતા. તમે ગમે તેમ કરો પણ મ્હારા રૂપીયા ભરો." બાઇએ કહ્યું "કયાંથી ભરૂં?" એણે કહ્યું "ઘર વેચીને ભરો.' બાઈએ કહ્યું-"ઘર વેચું તો હું ને મ્હારાં બચ્ચાં કયાં રહીએ?" તેણે કહ્યું "એ હું શું જાણું?" બાઇ રડી પડી. એના મનમાં ઘણું ઓછું આવ્યું. આણે કહ્યું "ઘર વેચવા કાઢી ભરો, નહીં તો દાવો કરી ઘર હરાજ કરાવીશ." બાઇએ પોતાના સગાઓને બોલાવીને કહ્યું "મને આ મારવાડીના પંજામાંથી છોડવો." અમે પંચાત કરવા ચાહ્યું પણ એ થઇ શકી નહીં. અમારામાંના કોઈ પાસે રૂપીયા પાંચસો ભરવા જેટલી તાકાતે મળે નહીં. આખર આ એમ કહીને ચાલતો થયો કે પંદર દિવસમાં રૂપીયા નહીં ભરો તો ઘર હરાજ કરાવરાવીશ અને હાંડલાં કુંડલા અથડાવરાવીશ." બીચારી બાઈ વિલાપ કરતી રહી. મ્હારા માલિકની કુદરત! સોળમે દિવસે આ હરામી હાજર થયો.

બાઇએ કહ્યું "શેઠ તમારા રૂપીયા હાજર છે લઈ જાઓ. પણ તમે કાંઈ જુના નાતાનો ખ્યાલ કરીને અમારી ગરીબી સામે જોઈને તેમાંથી કાંઇ છુટ મુકો તો મોહટું એહસાન થાય." આણે કહ્યું "મ્હારા બધા રૂપીયા હાલતે હાલ ચુકવી દો પછી મ્હારે જે છુટ મુકવી હશે તે ખુશીથી મુકીશ." બાઈએ કહ્યું "મહેરબાની કરી તમે છુટની રકમનું નામ પાડો એટલે મને ચેન પડે." આણે કહ્યું તમે રૂપીયા આપો તમને સારી રકમ આપીશ. તમે મ્હારા ઉપર વિશ્વાસ રાખો. બાઈએ તરત રૂપીયા પાંચસો રોકડા હાજર કર્યા. તેને ભરી દીધાં અને તેની પાવતી લીધી."

ઇન્સપેક્ટરને, બાઈ પાસે એવડી મ્હોટી રકમ ક્યાંથી આવી એની તાજુબી થાય છે એટલે તે પુછે છેઃ—

"બાઈ પાસે એ રૂપીયા ક્યાંથી આવ્યા"

**કરીમખાન**—"એ તો હું પણ જાણતો નથી, મને પણ એનો અચંબો છે. બાઈને ઘણુંએ પુછ્યું હું પણ કેહતી નથી." ઇન્સપેક્ટર એને તેનાં છોકરા ચોરી લાવ્યા હોય એવી શંકા થવાથી પુછે છેઃ—

"એના છોકરાઓની ઉમર તમે કેટલી કહી?"

**કરીમખાન**—"એક આઠ વર્ષનો છે, અને બીજો દસ વર્ષનો છે. આ બદમાશે કહ્યું જુઓ! બાઈ મ્હારે આપી રકમ એક જગ્યાએ પરભારી ભરવાની છે. જો આમાંથી હું આપું તો મ્હારો વેત તુટી જાય. માટે કોઇને દુકાને મોકલશો એટલે જે આપવું હશે તે આપી દઇશ." બાઇએ કહ્યું—"મ્હારી પાસે એવું કોઇ માણસ નથી. તમે અત્યારે જ આપો તો ઘણી રહેમ થાય." બડો સખત દિલ છે' એટલે એ ન થયો. બાઈ મોંહ વિકારી બેસી રહી અને આ પાછો ચાલતો થયો. બાઇએ આખર મને તે રકમ લેવા મોકલ્યો. એક પછી એક ઘણાં ધક્કાં ખાધાં પણ દરેક વખતે એમજ કહે કે "ફુરસદના વખતે આવજો." આજે માંગવા ગયો તો આ તરકટ ઉભું કર્યું. જો એને એ છુટની રકમ આપવી ન હતી તો પહેલાંથીજ

કહી દેવું હતું. બાઈને એવો વ્હેમ પડે છે કે હું માંગવા જતો નહીં હોઉં, નહીં તો આમ હોય, કબુલ કીધેલી રકમ ન આપે ? ”

ઈન્સપેક્ટર—“બોલ મારવાડી શેઠ ! આ હકીકત ખરી છે ?”

મારવાડી—“બાઈએ રૂપીયા પાંચસો ભરી દીધા એ વાત ખરી છે. બાકી તો મીયાંભાઈના ગપાટા છે. ”

કરીમખાન—“ખા તેરે ધરમકે સોગન્દ. ”

મારવાડી—“જુઠો હોય એ ધરમના સોગન્દ ખાય, ”

ઇન્સપેક્ટર—“મારવાડી ! તું બંડા સખત મનનો માણસ લાગે છે. હું તને ઓળખું છું, તું મ્હોટો તરકટી માણસ છે. ગરીબોના વ્યાજ ખાઈ ખાઈ ત્હારૂં મન કાગું થઈ ગયું છે. ”

મારવાડી—“સાહેબ ! આપ એમ કહો તો એમ. બાકી એ જુઠા છે. ” એટલામાં બહાર ચોકમાં સડક ઉપર રેહેમતશાહ કલન્દર નીકળ્યા. ઈન્સપેકટર વાત અધુરી મુકી બહાર દોડયો ગયો. તેમે જોઈ રેહમતશાહે એજ “અંખાયા રોશન ” કહ્યું, ઈન્સપેક્ટરને જમ્મીજાનની ચોરીવાળી હકીકત યાદ આવી. તેને ખ્યાલ આવ્યો કે રખેને આ રકમ એજ હોય ! પણ પરદાનશીન આબરૂદાર બાઈ એ ચોરી કેવી રીતે કરી શકે ? તો પણ તેને તપાસવાની જીજ્ઞાસા થઈ તેથી તેણે કરીમખાનને પુછયું:—

“એ બાઈની પાસે એ રકમ કયાંથી આવી એ તમે ખરેખર નથી જાણતા ? ”

કરીમખાન—“હું એ તદ્દન જાણતો નથી પુછું છું તો કહતી નથી. ” ઇન્સપેકટર મારવાડીને પુછે છે.

“બાઈ એ રકમ કયાંથી લાવી હશે એ તું કહી શકે છે ? ”

મારવાડી—“હું પણ એ જાણતો નથી......કયાંયથી પણ લાવી તો હશેજ ને ?”

ઈન્સપેકટર—“ત્હારે ત્યાં કઈ તારીખે એ રૂપીયા ભરાયા ?”

મારવાડી તારીખ બતાવે છે. ઇન્સપેકટર ડાયરી કાઢી જુવે છે. તો એ જમ્મીજાનની ચોરી થયાની રાતની સવારની તારીખ હતી.

ઇન્સપેકટરને આ રૂપીયા તે બાઇ પાસે કયાંથી આવ્યા એ જાણ-વાની પુરી ઇંતેજારી થઈ. તેણે મારવાડીને કહ્યું—

"તેં જાણી જોઇને તોફાન કર્યું છે. તારી એ ભુલથાઇ છે. તો પણ કેહ મ્હારે શું ફરિયાદ કરવાની છે ?"

**મારવાડી**—"મ્હારે બીજી કશી ફરિયાદ કરવાની નથી. બસ એટલીજ કે આ મીયાં હવેથી મ્હારી દુકાને આવે નહીં."

ઇન્સપેકટરે તેને ધમકાવી ત્યાંથી હાંકી મુકયો અને કરીમ-ખાનને કહ્યું:—

"બાઈ રૂપીયા કયાંથી લાવી એ હકીકત મને મેળવી આપો તો હું તમારો ઘણો એહસાન માનું."

કરીમખાન ગભરાયો કે વળી આ નવું શું જાગ્યું ? તેણે કહ્યું:—

"બાઈ ઘણી ખાનદાની અને શરીફ છે. વળી સગાઇમાં મ્હારાથી મ્હોટી છે એટલે મ્હારાથી તાણીને પુછાશે નહીં."

**ઇન્સપેકટર**—"ગમે તે યુક્તિથી મ્હારૂં એટલું કામ કરી આપો. મ્હારો અને તમારો જુનો ઓળખાણનો સંબંધ છે."

**કરીમખાન**—"મ્હારાથી બનશે તેટલી કોશીશ કરીશ."

**ઇન્સપેકટર**—"અત્યારેજ મ્હારી સાથે તે બાઇને મળવા ચાલો તો કાંઇ હરકત છે ?"

**કરીમખાન**—"ના, ચાલો."

પછી તે બન્ને બાઇની પાસે આવે છે.

---

## પ્રકરણ ૧૮ મું.

**ન્હાના શેઠને બંગલે.**

રાતના સાડાનવ વાગ્યાનો શુમાર છે. નવાબ સાહેબ ગ્રહસ્થ વાણીયાના વેશે મેહલના છુપા રસ્તાથી બ્હાર નીકળે છે. રાત અં-ધારી હતી એટલે ઓળખાઈ જવાનો ભય ઓછો હતો તો પણ તેમના મનમાં અનેક શંકાઓ આવવા લાગી, આજનું કામ તેમને જોખમવાળું દેખાયું. કોઇના ખાનગી મકાનમાં ચોરીથી ઘુસી કોઇના

એબ અને છિદ્ર જોવાનું તે કામ હતું જેથી એના કાયદેસર (જાયઝ) અથવા ગેરકાયદેસર (ના જાયઝ) હોવા વિષે તેમના મનમાં પ્રશ્ન થયો. તેમને એ ગેર કાયદેસર ઉપરાંત તે કામ શિષ્ટાચાર વિરૂદ્ધ લાગ્યું. તેમને પાછા વળી જવાનું મન થયું. તેમનું મન પાછું પડવા લાગ્યું. પણ આણંદરાવને વચન આપેલું હતું તેથી હિમ્મત કરી આગળ વધ્યા, "હું જે નીકળ્યો છું તે ચોરી કરવાના ઇરાદાથી નહીં પણ જાત માહેતી મેળવી ખરૂં ખોટું ભલું બુરૂં પીછાણી મ્હારી રૈયતને રાહત આપવાના ઇરાદાથી નીકળ્યો છું એટલે એમાં કાંઇ દોષ હોઇ શકે નહીં. મ્હારો ઇરાદો શુદ્ધ છે. સર્વ કાર્યનો આધાર ઇરાદા (નિય્યત) ઉપર હોય છે." આવી રીતે મનનું સમાધાન કરી આગળ વધે જતા હતા એવામાં ડેરી આવી ગઇ. આણંદરાવ રાહ જોતો ઉભો હતો. ઝુકીને સલામ બજાવી લાગ્યો.

**નવાબ સાહેબ**—"ક્યારના આવ્યા છો ? રસ્તામાં કોઇ મળ્યું નથીને ?"

**આણંદરાવ**—"હમણાજ આવ્યો. કોઇ મળ્યું નથી."

નવાબસાહેબને, તેના હાજર રહેવાથી પુરી ખાત્રિ થઇ કે તે માણસ ખટપટીયો નહીં પણ ખરો છે. નવાબ સાહેબે તેને કહ્યું.

"સાવધાન" શબ્દ યાદ રાખો. જો કોઇ સ્હેરેદાર કે ચોકીદાર મળે તો એ શબ્દ કહી દેવો. એટલે તે સલામતીની સાથે પસાર થવા દેશે. પુરી જરૂરતના વખતે એ શબ્દ વાપરવાનો છે. આ ગોઠ-વણ મેં પહેલેથી કરી રાખી છે."

**આણંદરાવ**—"હજુરે એ ઠીક કીધું પણ સાથે કાંઇ હથિયાર રાખ્યું છે કે નહીં ?"

**નવાબ સાહેબ**—હથિયાર વિના કોઇ દિવસ અમે બહાર નીકળીએજ નહિં. તમારે નચિંત રહેવું આણંદરાવ !"

**આણંદરાવ**—"હું આપ નામદારની સલામતીની ચિંતા કરૂંછું. મ્હારા જેવા મર્યા તોએ શું અને જીવ્યા તોએ શું ? પણ આપ તો લાખોના પાલણહાર કહેવાઓ."......... હવે ચાલશું ? જુવો !

પાછલે દરવાજેથી લગાર ક્યાંને દાખલ થવું પડશે.

**નવાબ સાહેબ**—"હરકત નહીં આવે."

પછી તેઓ ત્યાંથી આગળ ચાલ્યા.

એક ઝાડની આડમાં એ ત્રણ રબારીયો બેઠા **હતા. તેમના** જાનવર આસપાસ ચરતા હતા. "વહિવટદારનો **એવો" એ શબ્દ** નવાબસાહેબને કાને અથડાયાં. નવાબસાહેબે **આણંદરાવને ઈશારો** કર્યો અને બન્ને ઉભા રહ્યા:

**એક અવાજ**—"એમાં જુલમ શાનો? વહિવટદાર છે કે **મશ્કરી** છે? જરૂર હોય તો ક્યાંથી મંગાવે?"

**બીજો અવાજ**—"તાલુકમમાંથી મંગાવે. **અમે કાંઈ બંધાએલા** છીયે? અમે ક્યાં સુધી દીયે જઈયે? આ મ્હેતાઓ **એક વખત ઘર** ભાળી જાય તો પછે સગડજ મુકે નહીં."

**ત્રીજો અવાજ**—"એમાં આપણને શું ખોટ **છે? આખર** આપણે વેચવું તો હોયછેજ ને?"

**બીજો અવાજ**—"બીજે વેચીયે તો ભાવ **સારો આવે, આતો** મરજીમાં આવે તેટલા પૈસા મોકલી દે અને પાવ**તી પુરાની ખાવી** લે. મેંતો આજ ચોખ્ખી ના પાડી દીધી. **અને સાફ કહી** દીધું કે જ્યાંથી લેવું હોય ત્યાથી લે. મને હવાલદારે ઘણોએ **સમજાવ્યો** કે ત્હારે ત્યાંનું ઘી વહિવટદાર સાહેબને ઘણું પસંદ છે **એટલે મંગાવે** છે. નહીં તો એમને ઘણા સામે મોઢે દેવા **જાય છે પણ તેઓ** લેતા નથી."

**ત્રીજો અવાજ**—"તેં એ ઠીક કર્યું નહી. **જો કોઈ વાંકમાં** આવ્યા તો પછે ત્હારા ભોગ મળવાના. જો ત્હારા **બકરાં કાંઈ** આડ અવળાં ચરવા ગયા તો બીજાનો પાંચ રૂપીયા દંડ **થતો હશે** તો ત્હારો પંદર રૂપીયા ઠોકી બેસાડશે. માટે **એમનું તો ધ્યાન રાખવામાં** લાભ છે."

**બીજો અવાજ**—"ભલે દંડ કરે. દંડ **કરવી હશે** પણ ઇ. નવાબ સાહેબના ઘરમાં તો જશે ને? **પણ એને હવે નહિ** ખાવા દઉં?"

**પહેલો અવાજ**—"એથી તું આખા ગામને અળગામણું કરીશ."

**બીજો અવાજ**—"તંઇયે ગામવાળા શા સારૂ એવો ગોટાળો હાલવા દીયે? બધાં ભેગાં થઇને હાલો અરજે. 'જુલમ' 'જુલમ'ની રાડ પાડતાં જાઇયે."

**પહેલો અવાજ**—"ક્યાં અરજે જાઇયે? આપણી રાડ સાંભળનારૂં કોણ? બધાં અમલદારો નીચેથી ઉપર સુધી એક બીજાને મળેલાં રહ્યાં એટલે કહેવું કોને? રહ્યાં હજુર બાપા. એમને તો આપણે ક્યારના ભાળયાએ નથી. શિકારે પધારતા ત્યારે ભાળતા હવે તો ઈ એ શિકારે પધારતાં નથી. ઈ જ્યારે શિકારે નિકળતા ત્યારે બધા અમલદારો આપણાથી બ્હીતા હતા ડરતા હતા કે રખેને આપણે તેમની ફરિયાદ કરી દઇયે, પણ હવે તો માળાઓને ઈ બ્હીક રહી નહી."

**બીજો અવાજ**—"ઈ જો સાંભળતા હોય તો આવું અંધારૂં હાલે? મ્હારી સાથે ઘડી બે ઘડી વાતું કરે તો બધાં ગોટાળા સંભળાવી દઉં. ને આ હવાલદાર જે ચડ્યો છે તેના તો બારજ વગાડાવી દઉં."

નવાબ સાહેબ ગામડા વાળાઓની આ વાતચીત સાંભળી ઘાજ ખાઈ જાય છે, "ઓ ખુદા! મ્હારી કેવી ગફલત? અને મ્હારા અમલદારો પણ કેવાં ગાફિલ? જ્યારે પુછું ત્યારે એમજ કહે છે કે સહુ ખુશી આનંદમાં છે." અહીં વાર લાગી એટલે આણંદ રાવે ઇશારો કર્યો તેઓ આગળ ચાલ્યા. સામે ન્હાના શેઠનો બંગલો આવ્યો, બંગલાના આગલા દરવાજા ઉપર એક પુરબીયો ચોકી બેઠો હતો આ જરા આડઘારા ચાલી બંગલાના પાછલા ભાગમાં ગયા. પાછલા ભાગમાં એક ન્હાનો દરવાજો હતો અને તેને અંદરની સાંકળ હતી. નવાબ સાહેબે આણંદરાવને ખભે ચઢાવ્યા, તે દીવાલ ઉપરથી અંદર નીચે ઉતર્યો અને તેણે સાંકળ ખોલી નાખી. નવાબ સાહેબનું દિલ ધડક ધડક થતું હતું. મન પાછું હટતુ હતું. આણંદરાવ પણ બ્હીતો હતો તો પણ તેઓ મન મજબુત કરીને ધીમે ધીમે દબાતા પગલે બંગલા તરફ

ગયા. બંગલાના પાછલા ઓટલા ઉપર અંદરના બેડ રૂમની જાળીમાંથી અજવાળું પડતું હતું એટલે તેઓ અંધારાવાળા ખુણાઓ તરફથી ચઢી જાળીના પડખામાં સંતાઈ બેઠા. પછી ધીમે ધીમે જાળીના નજદીક જઈ તેમાં નજર નાંખી...........શેઠાણી પલંગ ઉપર સુતા સુતા ચોપડી વાંચતાં હતા વાંચતાં વાચતાં ચમકીને દરવાજા તરફ જોતાં હતાં. શેઠાણીએ આળસ મરડી, બગાસું ખાધુ, દરવાજા તરફ જોયું અને નિશ્વાસ નાંખ્યો. નવાબ સાહેબે આણંદરાવને ઈશારો કરી પુછયું કે કામદાર કયાં છે ? આણંદરાવે હાથના ઈશારા વડે જવાબ આપ્યોકે આપ શું થાય છે એ જોયા કરો. વળી એ રીતે અરધો કલાક નીકળી ગયો, બાઈ ચોપડી વાચતાં સુઈ ગયા. નવાબ સાહેબ ઘણા અકળાયા. આણંદરાવે વળી ઈશારો કર્યો, આણંદરાવે ધિરજ દીધી બીજી પંદર વીસ મીનીટ નીકળી ગઈ. નવાબ સાહેબ તદન કંટાળી ગયા તેઓ ત્યાંથી ચાલ્યા જવા તૈયાર થયા. આણંદરાવે હાથ જોડયા. એટલામાં ઓરડાનો દરવાજો ઉઘડયો અને કામદાર દાખલ થયો. નવાબ સાહેબનું મન ધડકવા માંડયું કામદાર સીધો પલંગની પાસે આવ્યો. ઝુકીને ધીમેથી શેઠાણીને ચુંબી લીધા. શેઠાણીએ આંખો ઉઘાડી જોયું. તેને જોઈ સ્મિત કર્યુ. કામદારે કોટ ઉતારી ખુંટીએ લટકાવ્યો. શેઠાણી બોલતાં થયાં—

"આજે આટલી બધી વાર ? હું તો એમ સમજી સુઈ ગઈ કે આજે તમે નહીં આવનાર હો."

કામદાર—"નતે આવું ? તમારા વિના મને ચેન પડે !"

શેઠાણી—"એતો કોણ જાણે ? પણ હું તમારા વિના બેચેન હતી એટલું તો ચોક્કસ. ઘણી વાર ચોપડી વાંચી પણ મન ચોંટયું નહીં છેવટે કંટાળીને સુઈ ગઈ."

કામદાર—"મ્હારા વિષે શંકા ? દિવસના દફતરે જવું પડે છે નહીં તો ત્યારે પણ હું તો અહીં પ્રિયાના પાસમાંજ રહું."

શેઠાણીએ સ્મિત કરી કામદારના ગળામાં હાથ નાંખ્યા. થોડીવાર તટસ્થ આંખે કામદારની આંખો સામે જોયાં કીધું કામદારે આવા

પ્રેમના ઊભરાનો ચુંબીવડે ઊત્તર આપ્યો. કામદારે પુછ્યું—

"શેઠના કાંઇ સમાચાર ?"

**શેઠાણી**—"આજે એનો પત્ર આવ્યો છે. મને તો એનું નામે નથી ગમતું, તમારી ખાતર હું એને પરણી નહીં તો જોડાએ ન મારૂં. લખે છે કે "કામકાજથી પરવારી વહેલો આવીશ" હું કહું છું કે અહીં એનું શું દાટયું છે ? પણ પેલી નગર શેઠાઈ ગળે વળગી છે. તમે પણ નવાબ સાહેબને કહીને જલ્દી જલ્દી એ વિષે કાંઈ કરતા નથી. એ થઈ જાય એટલે જ્યાં જાય ત્યાં સુખે રહે અને આપણને મોજ મઝાની છુટ મળે. જો પેલો મ્હોટો થઈ જશે અને વગ લગાડશે તો કદાચ નવાબ સાહેબ તેનેજ પાઘડી બંધાવી દેશે એવી બ્હીક પણ રહે છે. જુઓ ! મને પણ એનો ઘણો મોહ છે. માટે એટલું કામ કરી દેશો તો પછી સદા હું તમારીજ છું."

નવાબ સાહેબને ઘણો ક્રોધ ચઢે છે. જાહેર પડી બન્નેને ધિક્કારવા મન ઉશ્કેરાય છે. પણ આણંદરાવ તેમના અંગરખાની ચાળ પકડી રાખી તેમને વારે છે.

**કામદાર**—"એ થઇ જાય તો સદા મ્હારી નહીં તો એની કાં ?"

**શેઠાણી**—"ના ના હુંતો સદા તમારીજ છું. પણ હવે એ જલ્દી થઈ જાય તો સારૂં"

**કામદાર**—"એ ઉતાવળનું કામ નથી. યુક્તિનું કામ છે. પ્રભુ ઇચ્છા તો ધીમે ધીમે થઈ જશે. મ્હારી પ્રિયા નગર શેઠાણી થાય એવું એ કેટલું ચાહતો હોઉં !"

વળી એક ચુંબન કરે છે અને કહે છે—

"ત્હારામાં કોણ જાણે એવી શું મોહની છે કે તને જોઉંછું ત્યારે મને કાંઈ કાંઈ થાય છે. મનમાં પ્રેમના ઉભરાઓ આવે છે. ત્હારી ઇચ્છા એતો મ્હારા માટે આજ્ઞા. ધિરજ રાખ ગમે તે ભોગે તને નગર શેઠાણી બનાવે છુટકો. લે હવે તો સુઈ જવાની તૈયારી કરીયે આજે કાંઈ થાકેલો છું વળી એક ચિંતામાં પણ છું."

**શેઠાણી**—"વળી તમને ચિંતા શાની ?"

**કામદાર**—" હારી ચિંતા વધારવા માગતો નથી માટે કાંઈ નહી. "

**શેઠાણી**—" તમને મ્હારા સમ છે. "

કામદાર તેના મોંહ ઉપર હાથ મુકી દઇ " આ શું કરે છે? જાણ્યા જોયા વિના સમ દેવાની ટેવ સારી નહીં "

**શેઠાણી**—" એટલું તમે મન મેલું રાખો ત્યારે મ્હારે શું કરવું તમારી ચિંતા એ મ્હારીજ ચિંતા છે ને "

**કામદાર**—" આખર કહેવુંજ પડશે. જો! મ્હારે કેટલુંક કરજ છે. બેચાર દિવસમાં મ્હારે તે ચુકવવું જોઇયે નહી તો આબરૂ જાય તેવું છે. "

શેઠાણી ( વિચારમાં પડી જાય છે ) " એમાં શું મોહટી વાત છે. મ્હારી પાસે હાલ કાંઈ રોકડ નથી, તો પણ ( ગળામાંથી હાર કાઢી )લ્યો આ હાર. એ કોનો છે.

**કામદાર**—" ના ના. એટલા સારૂ મેં તને વાત કીધી નથી મ્હારાથી એ તે લેવાય? વળી શેઠ જાણે તો એ સારૂં નહીં,"

**શેઠાણી**—" તમે જુદાઈ ન રાખો. જાણ્યું? જાણશે ને પુછશે તો કહીશ કે ખોવાઈ ગયો કે ચોરાઈ ગયો. "

કામદાર—" એ તું રહેવા દે. હું મ્હારૂં મારી મેળે ફોડી લઇશ. તને વળી એ મુસીબતમાં કયાં નાખું? "

**શેઠાણી**—" તમે ન લો તો તમને મ્હારા સમ છે. શુ તમે એમ સમજો છો કે હું શેઠથી બીહું છું? લગારે નહીં. એક દીવસ શેઠ મને કહે કે તમે કામદારની સાથે ઘણા હળયાંછો એ ઠીક નથી. લોકોમાં ચર્ચા થશે. મે આંખ બદલીને કહ્યું કે ખબરદાર હવે પછી એ વિષે કાંઈ બોલશો નહીં. નહિં તો જોયા જેવી થશે. તમને એવી ચર્ચાનો ભય હતો તો ઘડપણમાં પરણવું ન હતું. આ સાંભળીને શેઠતો ઠંડા ગાર જેવા થઈ ગયા. માટે એ બધું સમજે છે. તમે ખુશીથી લ્યો અને લગારે મનમાં ઓછું ન લાવો.' "

**કામદાર**—" મ્હારે તો બોલવાનીજ ગુન્હેગારી ! તમે કોઇ વાર એટલો બધો આગ્રહ કરો છો કે મ્હારાથી કાંઇ બોલીજ શકાતું નથી !.!"

શેઠાણી હાર આપે છે કામદાર લઇને ખુંટીએ લટકતા કોટના ગજવામાં મુકે છે નવાબ સાહેબની આંખમાં લોહી વરસે છે. મનમાં કહે છે આ આવો પાજી હશે એ હું જાણતોજ ન હતો.

**કામદાર**—( વળી ગળામાં હાથ નાંખી ) " કાં આજે કાંઇ વીસ્કીનો વિચાર નથી ? લાવોને મગજ શાંત થાય, ચિંતા ટળી જાય અને જીંદગીની લ્હાણી લુંટાય."

શેઠાણી ઉભા થાય છે. કબાટ ખોલી વીસ્કીની બાટલી કાઢે છે. પ્યાલા ભરી અરસ પરસ લેવાય છે.

નવાબ સાહેબનો હાથ રીવોલ્વર ઉપર પડે છે તાકવા જાય છે પણ આણંદરાવ જોઈ જાય છે તરત હાથ ખેંચી લે છે. ખેંચવામાં હાથ દીવાલની સાથે અથડાતાં કામદાર એથી ચમકે છે આમતેમ જુવે છે. શેઠાણી " કેમ ગભરાયા ? શું જુવો છો ? " પુછે છે " કોઈ માણુસ અહીં હોવાનો સંશય થાય છે. " કામદાર જવાબ આપે છે.

**શેઠાણી**—" કોની મકદુર છે કે અહીં આવે ? તમે તો પડછાયાથીએ બ્હીતા લાગો છો."

**કામદાર**—" ના, ના, લગાર ઉભી રહે બચિત આંહી કોઇ છે. મ્હારો સંશય ખોટો નથી."

કામદાર જાળી તરફ આવે છે, આ બે જણ કુદકો મારી ત્યાંથી નાસે છે. ' ચોર ' ! ' ચોર ' ! ની બુમો પડે છે. ચોકીદાર પુરબીઓ દોડયો આવે છે નવાબ સાહેબ અને આણંદરાવ પાછલે દરવાજેથી નીકળી જાય છે ભૈયો પાછળ પડે છે. અડખાં પડખાંના માણસો પણ એકઠા થઈ જાય છે. નવાબ સાહેબ ભૈયાને કહે છે—

" બીજા બજાજા નહીં તો બેર નહીં. "

**ભૈયો**—" ડેહર બદમાશ. "

નવાબ સાહેબ તે અટકતો નથી જોઇ તેના પગમાં રીવોલ્વરનો

ફેર કરે છે. ભૈયાના પગમાં અછડતી ગોળી વાગે છે. તે પડી જાય છે. નવાબ સાહેબ અને આણંદરાવ નિર્વિઘ્ને પસાર થઈ જાય છે.

કામદાર ગડબડ વધતી જોઇ સાઈકલ ઉપર ચઢી પોલીસને બોલાવવા જવાનું બ્હાનું કરી ત્યાંથી સટકી જાય છે.

થોડીવારે પોલીસ આવી પહોંચે છે, તેઓ ચોકસી કરી પુછે છે કે—

" કાંઈ ચોરાયું તો નથી ને ? "

**શેઠાણી**—" ના કાંઈ ચોરાયું હોય એવું લાગતું નથી. "

શેઠનો મુનીમ પણ ત્યાં આવી પહોચે છે. રાતે ત્યાં પોલીસનો પ્હેરો બેસાડવામાં આવે છે. ભૈયાને ઈસ્પીતાલે મોકલી દેવામાં આવે છે. બીજાઓ વિખેરાઈ જાય છે; નવાબ સાહેબ સલામતીની સાથે પોતાને મહેલે પહોંચી જાય છે. આણંદરાવને શહેરમાં જે રોન મળતી અને પુછતી તેને પાસવર્ડ આપતો. આખરે તે પણ પોતાને ઘેર પહોંચી જાય છે.

---

# પ્રકરણ ૧૯ મું

## નવાબ સાહેબને ચિંતા.

રાતે નવાબ સાહેબ મેહલમાં તો પહોંચ્યા, પણ ગુસ્સામાં ભરપુર હતા, તેમનું ચિત્ત તદ્દન વ્યગ્ર બન્યું હતું. આજે જે દેખાવ નજરો નજર જોયો તે ન જોયો હોત તો વધારે સારૂં થાત, બાપડો આણંદરાવ જે કહેતો હતો કે તેમાંથી રંજ વિના બીજો સાર નીકળવાનો નથી એ તદ્દન સત્ય હતું. તેમણે નિંદ્રા લાવવા ઘણા પ્રયત્ન કર્યા પણ નિંદ્રા આવી નહીં. મ્હારો કામદાર આવો નીચ, આવો હરામી ! હું કેટલો મૂર્ખ કે અત્યાર સુધી તેને પ્રમાણીક, ઇમાનદાર અને ભલો સમજતો રહ્યો ! આજ કાલની કેળવણી માણસનું ચારિત્ર ખીલવવામાં કેટલી પછાત છે ? આવા ખ્યાલોએ તેમને દીવાના બનાવી દીધા, સવારમાં આવે તો તેને ગોળીએ વીંધવો

જોઈએ એમ તેમને થયું........પણ નહીં એથી શું વળશે ? એથી તો દુન્યા કશું જાણશે નહીં અને ઉલટી મને ખુની ગણશે. દુન્યા ! દુન્યા ! તું કેટલી અંધારામાં છે. હું કેટલો અંધારામાં હતો અને કોણ જાણે હજુ કેટલો હઇશ ? શું એક ભુલનેપ્રાપ્ત માણસ, પોતાની પુંઠની પાછળ શું થાય છે એટલું એ જોઈ શકવાને અશક્ત માણસ હકુમતની આટલી બધી જવાબદારી ઉપાડવાને લાયક હોઈ શકે ? અરે હું તો શું ? કોઈનામાં એ તાકાત હોઈ શકે નહીં એ તાકાત હોય તો પેગમ્બરો કે કોઈ અવતારી પુરૂષોમાં હોય ?......પણ હવે મ્હારે શું કરવું ? આ વિષે મ્હારી ફરજ શું રહેલી છે ? કાયદેસર તો હું કાંઈ કરી શકતો નથી. હા જો પેલો હાર ચોરાએલો જાહેર થાય અને તે કામદારના કબજામાંથી નીકલે તો તે ચોરીના તોહમતમાં આવે. ત્યારે મ્હારે પોલીસને એ ખબર આપવા ? જો કેવળ ધોરણસર થવા દઉંતો મ્હારે કોર્ટમાં શાહેદી તરીકે ઉભા રહેવું જોઈએ પણ એ સ્થીતિમાં મ્હારે બચાવના વકીલોના ક્રોસને આધિન થવું પડે, જો વકીલો મને કાંઈ અવનવું પુછે તો મ્હારે મુઝાઈ રહેવું પડે અને એથી મ્હારી આબરૂ જાય ત્યારે મ્હારે એને ડીપાર્ટમેન્ટલ સજા કરવી ? એ પણ કેવી રીતે કરવી ? હું જે કાંઈ કરૂં તેનું વ્યાજબી-પણું કેવી રીતે સિદ્ધ કરી દેખાડવું ? હું જો તેને શિક્ષા કરૂં તો બેશક તે વ્યાજબીજ છે—ખરેખર તે શિક્ષાને લાયક છે. પણ હું જે જાણું છું તે લોકો જાણતા નથી એટલે મ્હારી કીધેલી શિક્ષાને તે.... એક પ્રકારનો જુલમ ઠરાવે—અથવા તેને નવાબીનો એક તોર સમજે. ઘણા નવાબો આવી રીતે પોતાના સારા કહેવાતા અને વિશ્વાસુ ગણાતા નોકરોને આવા કારણને લીધે રજા આપે છે અગર કાંઈ શિક્ષા કરે છે તો લોકો તેમને તોરીલા અને તુરંગી સમજે છે. માટે એમ મ્હારા ઉપર પણ એવુંજ કેહેણ બેસે. વળી મારા પોતાના સારા નોકરો ભડકી જાય. તેઓ એમજ સમજે કે હું તોરીલો થઈ ગયો છું. હું તેમની આબરૂ ક્યારે પાડીશ એવા ભયમાં રાત દિવસ રહે. બીજા રાજ્યોમાં પણ મ્હારી બદનામી થાય. ધોરણસર વર્તું છું તો બગ

ગુનેહગારને સજા થઈ શકતી નથી. સત્તા વાપરૂં છું તો લોકોને એ પસંદ આવતું નથી. કારણ કે લોકોને હાકિમો ઉપર વિશ્વાસ રહ્યો નથી લોકોનું વલણ 'એક હસ્થુ સત્તા' વિરૂદ્ધ છે, તેઓ "એક હસ્થુ સત્તા" નો નાશ કરવા માંગે છે, પણ 'બહુ હસ્થુ સત્તા'માં ધોરણ અને કાયદાનું બળ વધી આવા અનેક છૂપા કાવા દાવા અને ગુનાહો થઈ શકે છે એ તેઓ જોતાં નથી. આવી સ્થીતિમાં અત્યારે એક હાકિમનું સ્થાન ક્યાં રહેલું છે? નોંધારૂં થઈ પડેલું જહાઝ જેમ પાણીના મોજાંઓ વચ્ચે થપ્પડો ખાતું ફરે તેમ શું આજના હાકિમો ધોરણ અને સત્તા એ બન્નેના જુદા ડોળ વચ્ચે ડોલી નથી રહ્યા? કેવળ સત્તા વાપરવી બનતું નથી તેમ ધોરણસર પણ બની શકતું નથી......વળી જો ધોરણ અને કાયદાનો વિચાર કરૂંછું તો હું અને આણંદરાવ બન્ને ગુનેહગાર ઠરીએ છીએ. અમને પારકા ઘરમાં પ્રવેશ કરવાનો શું હક હતો. ભયંકર શસ્ત્ર વડે બંગલાના ચોકીદારને જખ્મી કરવાનો શું હક હતો. હું અહીંનો નવાબ એથી શું મને એવો હક પ્રાપ્ત થઈ શકે? શું હું હાકિમ એટલે કોઈને ફેર કરી મારી શકુ? આથી તો ઉલટો મ્હારા ટાંટીયા મ્હારા ગળામાં આવે છે. આવા અનેક તર્ક વિતર્ક કરતા નવાબ સાહેબે આખી રાત્રિ પસાર કીધી

---

## પ્રકરણ ૧૯ મું.

### જાલમસીંહની ગોઠ

આજે જાલમસીંહની વાડીમાં ગોઠની ધામધુમ છે, જમ્મીજાન હાજર થઈ ચુકી છે, અમીર ઉમરાવો અને હજુરીયાઓ જેઓ આવી ખાનગી મેહફિલમાં લાભ લઈ શકતા તેઓ ક્યારના હાજર થઈ ચુક્યા હતા, માત્ર નવાબ સાહેબ પધારવાની વાટ જોવાતી હતી નવાબ સાહેબ વખત થઈ ગયો છતાં આવ્યા નહીં તેથી જાલમસીંહ અકળાઈને કહે છેઃ—

"હજુર હજુ પધાર્યા નહી?!"

**અમીર**—"હમણાં પધારશે આજે કાંઈ વાર થઈ એ વાત ખરી."

**જાલીમસીંહ**—"બીજું તો કાંઈ નહીં, પણ મ્હારી સર્વ તૈયારીયો રઝળી ન પડે એવી બ્હીક રહ્યા કરે છે. કેટલી ગોઠો રઝળ્યા પછી આજની ગોઠ કરી છે. આજ મુજરો થાય કાલે થાય એવી ઉમેદમાં ને ઉમેદમાં આ છમ્મીજાન પણ રોકાઇ રહી છે...... ...તમે સહુ મ્હારા કરતાં ન્હાના છો, મ્હેં જે જોયું છે તેનું અર્ધું એ તમે દીઠું નથી. જો ખરૂં પુછતાં હો તો મને તો એ નવાબ સાહેબ નથી રહ્યા લાગે છે. કાંઈ મહા ચિંતામાં હોય કે કાંઈ વિચારમાં હોય કે કાંઈ અવનવું કરવાની યુક્તિમાં હોય પણ કાંઈએ છે ખરૂં. વળી એમ પણ હોય કે તમે જાણતા હોવ ને મ્હારાથી છુપાવતા હોવ એ ગમે તેમ પણ મ્હારૂં એટલું કહેવું તો માની રાખજો કે મહેરબાની કરી નવાબ સાહેબને પરવશ ન કરી દેજો. જો પારકા હાથમાં ગયા તો આપણે બધા વાયરો ખાતા થયા એ નક્કી સમજજો. રાજા મહારાજાઓ અને હાકીમો નવાબોની પ્રકૃતિ બદલાતી બદલાતી મોસમ જેવી હોય છે. મોસમની તો હજુ મુદત હોય છે, વરસમાં બે ત્રણ વાર બદલે, અને તે બદલવાની છે. ઠંડી આવતી હોય તો ગરમીનો બંદોબસ્ત કરીયે અને ગરમી આવતી હોય તો ઠંડીનો પણ રાજા મહારાજાઓની પ્રકૃતિની મોસમની નતો મુદત છે, ન તે બદલતાં અગાઉ જણાય છે. આખું વર્ષ એજ મોસમ ચાલે અને કદી એક દિવસમાં બે ત્રણ મોસમો આવી જાય. માટે શાસ્ત્રોમાં કહેવાયું છે કે રાજા મહારાજા અને હાકિમો અને નવાબોના સોબતીયાઓએ ઘણા સાવધાન રહેવાની જરૂર છે. મહાપુરૂષોએ રાજાઓને હમેશા મોજમઝા અને આનંદ લ્હેરમાં રાખવાની હજુરીઆઓની ફરજ બતાવી છે.કારણ કે માણસે માણસ ફેર હોય છે. રાજાની જાત મોજમઝા અને આનંદ લ્હેર માટે પેદા કરવામાં આવી છે. રાગરંગ ઉડતા હોય, છમ્મીજાન તથા અપ્સરાઓ રાસ રમતી હોય. રાજા કનૈયા બની બેઠો હોય ત્યારે રાજાને સુખ અને રૈયતને પણ સુખ, પણ જો રાજા કામનો બોજો ઉપાડે ત્યારે એ કામ કરવા માટે પેદા થએલો ન હોઈ સારી રીતે કામ કરી શકે નહીં અને તેથી પોતે દુઃખી થાય અને રૈયતને દુઃખી

કરે. ત્યારે એમાં શું લાભ ? આપણે કયારે વફાદાર અને નિમકહલાલ કે રાજા અને રૈયત બન્નેનું સુખ ચાહીયે. ખાવુ પીવું મોજમઝા માનવી અને રાગરંગ ઉડાવવા એથી વિશેષ બીજું કયું સુખ હોઈ શકે ? "

**એક હજુરી**—" જાલમસીંહ ભાઈ! તમારી વાત તો ખરી છે. નવાબ સાહેબની પ્રકૃતિ બદલાતી દેખાય છે. અગાઉતો કાંઈએ બનતું તો આપણને કહેતા પણ હવે તો કાંઈ વાતજ કરતા નથી. પેલો આણંદરાવ આવતો જતો થયો છે એના સંબંધમાં એકવાર પુછ્યું પણ કાંઈ જવાબ દીધો નહીં. હું કાંઈ બહાનુ કરીને વાત કઢાવવા તેની દુકાને પણ જઈ આવ્યો પણ તે કાંઈ બોલ્યો નહીં. અંદરખાને શું ચાલે છે એ લગારે કળાતું નથી."

**જાલમસીંહ**—" ઈ વખત આવે ખબર પડશે."

બહાર ચોપદારનો અવાજ સંભળાયો. સર્વ બગીચાના દરવાજા સુધી દોડ્યા ગયા અને નવાબ સાહેબને સત્કારીને અંદર લાવ્યા.

નવાબ સાહેબનો ચ્હેરો થાકેલ અને ઉદાસ દેખાતો હતો એટલે જાલમસીંહે કહ્યું:—

" આપ ઉદાસ અને થાકેલા દેખાઓ છો ? "

**નવાબ શાહેબ**—" ના ના, હું શા માટે ઉદાસ હોઉં ? "

**અમીર**—" ઉદાસ થાય હજુરના દુશ્મનો અને થાકે હજુરના શત્રુઓ. તમે પણ જેમ આવ્યું તેમ ભરડી મારો છો ? "

**હજુરી**—" હવે ઘડપણ આવ્યું, આંખને ઝીભ કબજે નથી."

**જાલમસીંહ**—" ઘડપણ શાનું ? ગરાશીયા ઘરડા થાય નહીં. હજુતો ત્હારા જેવા બેને હંફાવું."

**હજુરી**—" છમ્મીજાન કહે તો માનું."

**છમ્મીજાન**—" મેં તો ઉન્કો કુચ્છ નહીં કહેતી, અગર કહું તો દુડ્ડામીયાં (વરરાજા) કહું."

**જાલમસીંહ**—" વાહ છમ્મીજાન ! કયા કહેને દં, અબ તુમ ખુલને લગીં (નવાબ સાહેબને) કાં, હવે થાવા દેશું ? "

**હજુરી**—"થાવા દીયો. બેશક થાવા દીયો."

સફરદાઈ સારંગીના તાર મેળવે છે. તબલા પર થાપો પ છેડે. જાલમસીંહ કહે છે—

"તાયફામાંતો નખરો હોય પણ માળા સાઝન્દાઓનો નખરો નોંખા હોય છે ?! શરૂ કરવાનું કહીયે એટલે સાઝ મેળવવા મંડી પડે. માળા મેળવીને આવે નહીં. છમ્મીજાન ફરિકીયા ગઝલ શરૂ કરે છે. જાલમસીંહ વાહવાહ કહે છે. નવાબ સાહેબ કોઈ ન જુવે તેમ એક હજુરીયાને ઈશારો કરે છે. એટલે તે ઉઠીને બહાર ચાલ્યો જાય છે, આહીં જલ્સાનો પુરો રંગ જામે છે. જાલમસીંહ મસ્ત થઈ ડોલે છે અરધા પોણા કલાક પછી હજુરી પાછો આવી જાલમસીંહને કહે છે "લગાર આંહી આવજે."

**જાલમસીંહ**—"શું છે ? તુંજ ઓરો આવીને કહી દેને ? માળા રંગમાં ભંગ નાંખે છે ?"

**હજુરી**—"બહાર તમને કોઈ બોલાવે છે. બીજું કાંઈ નથી."

**જાલમસીંહ**—"અત્યારે મને બોલાવનારો કોણ નવરો થયો?"

**હજુરી**—હું ઓળખતો નથી."

**જાલમસીંહ**—"પણ તું કાંઈ નામ ઠામ તો પુછી આવ. (છમ્મીજાનને) તુમ ગાતી ચલી જાઓ, ઇંતો જે આવ્યો હશે તે વયો જશે. જો માળાને આવવાનો વખત મળ્યો છે ?"

હજુરી પુછવા બહાર જાય છે, અને એક કાગળ લાવી આપે છે.

**જાલમસીંહ**—"ઈ શું લાવ્યો ? કોણ છે ઈ બતાવી દેને ? માળો તુએ હદ વાયડો છે ને ?"

**હજુરી**—"ઈ કોણ છે એ એમાં લખ્યું છે."

**જાલમસીંહ**—"હું કયાં ભણ્યો છું કે વાંચું ? મરહુમ નવાબ સાહેબ બીચારા કહેતા કહેતા દેવલોક પામ્યા કે જો જાલમસીંહ તમે ભણ્યા હોત તો આખા રાજનું કારભારૂં તમને સોંપત. આ મુનશીને આપ, તે વાંચી સંભળાવશે. (મુનશીને) ઝટ ટુંકું કરો, જલ્સો બગડે છે, પુરો રંગ જામ્યો હતો ત્યાં વળી આ નવું ડીંડવાણું જાગ્યું!"

મુનશી તે કાગળ વાંચે છે—

"જન હિતકારી, દેવ અવતારી, ત્રિકાળ દર્શી, મહા મહર્ષિ, બ્રહ્મા—ચારી, પરો—પકારી. બ્રહ્મયંત્રધારી, જગત પિતા, જગત ગુરૂ, યોગ યોગેશ્વર, સ્વામિ દીર્ઘાયુષાનંદજી પરમ—હાસ્યાનંદજી અતિથી રૂપે આંગણે પધાર્યા છે." જાલમસીંહ વિસ્મય પામી કહે છે—

આટલું લાંબુ નામ અને મ્હારે આંગણે પધાર્યા છે? જા, મ્હારે એમનું કાંઈ કામ નથી. કહી દે બીજાને આંગણે જાએ."

જાલમસીંહના પિત્રાઈ હમીરસીંહ જલ્સામાં હતા તેમણે કહ્યું અરે આ શું કરો છો જાલમસીંહ? એ આપણો રજપુત ધરમ નહી!! અતિથીને સત્કારી અંદર લાવો."

**જાલમસીંહ**—એટલા લાંબા નામવાળાનો સત્કારે લાંબો હોય, એ મ્હારાથી નહીં બને હું નવાબ સાહેબના સત્કારમાં રહું કે આવા જોગટાઓની સરભરા કરૂં? જો તમને મનમાં લાગતું હોય તો ખુશીથી એને તમારે ત્યાં લઇ જાઓ. (હમ્મીરજાન) ચલો હોને દો હમ્મીરજાન!"

**નવાબ સાહેબ**—"જાલમસીંહ? હું છું તો એથી શું? કોઈ મહાન પુરૂષ આપણે આંગણે ચાલીને આવે અને આપણે તેને તિરસ્કારીએ તો એથી મોહટો અપયશ થાય. સાથે મ્હારીએ આબરૂ જાય, આતો કોઇ દેવ પુરૂષ લાગે છે. મુનશી! નામ તો ફરીવાર વાંચો કાંઈ ઓળખાણ પડે છે?"

મુનશી બીજી વાર નામ વાંચે છે. આટલા લાંબા નામથી બધા ભડકે છે. નવાબ સાહેબ કહે છે—"બીજું બધું તો સમજાયું. પણ આ "બ્રહ્મયંત્ર ધારી" એ ન સમજાયું. તમે સમજ્યા જાલમસીંહ?"

**જાલમસીંહ**—"માળાએ મ્હારો જલ્સો રખડાવ્યો એટલું હું તો સમજ્યો. એ જોગટો આજે ક્યાંથી નવરો થયો?"

**નવાબ સાહેબ**—"એમને બોલાવો, આપણે પુછીયે કે આ 'બ્રહ્મયંત્ર ધારી' એટલે શું? કોઈ ચમત્કારિક પુરૂષ હશે, જાલમસીંહ! તમારા ભાગ્યનો ઉદય થયો સમજો."

**જાલમસીંહ**—"આપ પધાર્યા ત્યારથીજ મ્હારા ભાગ્યનો ઉદય થયો છે."

**હમીરસીંહ**—"એક તરફથી આપણા અન્નદાતા પધારે અને બીજી તરફથી આવા મહાત્માના પગલાં થાય એ બેવડો લાભ કહેવાય."

**જાલમસીંહ**-(હજુરીને) " જા ! જા ! હજુરની મરજી છે તો એમને બોલાવી લાવ. "

હજુરી જાય છે અને એકલો પાછો આવી કહે છે. એ એમ નથી આવતા " એ તો કહે છે કે ઘર ધણી પોતે આવી સત્કારીને અંદર લઇ જાય તો આવું નહીંતર ચાલ્યો જાઉં છું "

**જાલમસીંહ**—" તંયે કહી દે કે ચાલ્યા જાઓ ! હું કાંઈ એવો નવરો નથી. "

**હમીરસીંહ**—" જાઓ જાઓ જાલમસીંહ ! સત્કારી અંદર લાવો. આંગણે આવી પાછા જાય તો ગજબ થાય "

**નવાબ સાહેબ**—" ઉઠો જાલમસીંહ ! જલ્દી જાઓ. એવું ન થાય કે નારાજ થાય. "

" આવું કાંઇને કાંઇ વિઘ્ન આવી ઉભું રહે છે. જલસો ઉડતો હતો ત્યાં વળી આ યોગી આવ્યો ! " કહેતાં જાલમસીંહ ઉભા થાય છે. બહાર આવી જુવે છે તો એક જટાધારી મહા તેજસ્વિ યોગી-રાજ ઉભેલા દેખાય છે. જોતાંજ જાલમસીંહના મનમાં થાય છે કે આતો અવતારી પુરૂષ છે. કોઈ સાધારણ જોગી નથી. " પધારો દેવ" કહી અંદર તેડી લાવે છે, યોગીરાજ મેહફિલમાં આવે છે. સર્વ તેમનું તેજ જોઇ ઉભા થઇ જાય છે, મહારાજ કોઈ તરફ ધ્યાન ન દેતાં સીધા નવાબસાહેબની ગાદી ઉપર આવી બેસી જાય છે, જાલમ-સીંહને એ ઠીક પડતું નથી એટલે બાજુની ગાદી ઉપર બેસવા ઇશારો કરે છે, પણ યોગીરાજ એ ઇશારાને લગારે ધ્યાનમાં ન લાવતાં મુખ્ય આસનને બેસે છે. નવાબ સાહેબ ઉભા થઈ તેમને સત્કારે છે, જાલમસીંહ ઓળખાણ કરાવે છે. " એ અમારા ખુદાવિંદ નવાબ સાહેબ છે. " યોગીરાજ ગંભીરતાપુર્વક સાંભળે છે. કાંઈ એ

મુખથી બોલતાં નથી. ઇમ્મીજાન અને બીજા બહારેન સ્તબ્ધ થઈ જાય છે. કાંઈ અક્ષરે ઉચ્ચારતું નથી નવાબ સાહેબ પ્રસરેલી ચુપકીદી તોડે છે.

"ક્યાંથી પધાર્યા મહારાજ ?"

**યોગીરાજ**—"દેવ લોકસે આએ હૈં, દેવ લોક **જાએંગે** મૃત્યુ લોકકી લિલા દેખને યહાંભી ચલે આએ. * * * * જય **નારાયણ**?"

જાલમસીંહ દેવલોકથી આવ્યાનું સાંભળી ઘણુંજ **વિસ્મય** પામે છે. નવાબ સાહેબ વધુ વિનયથી પુછે છે—"ભલે **પધાર્યા**! કુચ્છ ભોજન આરોગેંગે ?"

**યોગીરાજ**—"નહીં હમ દેવલોકવાસી આત્મા યહાંકે અશુદ્ધ ભોજનકો નહીં છુતે × × જય નારાયણ ?"

જાલમસીંહને ખાત્રિ થાય છે કે આતો કોઈ સાક્ષાત **દેવજ ઉતરી** આવ્યા છે. એટલે હાથ જોડી કહે છે "શુદ્ધ **ભોજનકી સામગ્રી** તૈયાર હે."

**યોગીરાજ**—"બચ્ચા! પહેલેભી તુમ્હારે પિતા ભુપતસીંહ, ઓર ઉન્કે પિતા સામતસીંહ ઓર ઉન્કે પિતા કેસરીસીંહ ઓર ઉન્કે પિતા ગંભીરસીંહ કે ઝમાનેમેં મેં જબ **આતાથા તો** વોહ સબ **પ્રથમ** મેરે ચર્ણ ધોતેથે, ફિર આસનપર **બિરાજમાન** કરાતે થે. બચ્ચા તુ કુલધર્મ ભુલા હે! ઉસ ઝમાનેકે ઓર ઇસ ઝમાનેકે આચારમેં બડા ફરક હો ગયા હે. * * * જય નારાયણ."

પોતાની ચારપાંચ પેઢીઓના નામ સાંભળી તથા **એમનું એટલું** મોહટું આયુષ્ય સાંભળી જાલમસીંહ ચકિત અને દિગમુઢ **થઇ** ગયા; હમીરસીંહે કહ્યું—

"દોડો જાલમસીંહ! ઝટ પાણી લાવી મહારાજના **ચર્ણ ધુવો.**" જાલમસીંહ તરત પાણી મંગાવી યોગીરાજના ચર્ણ **ધુવે છે. મહારાજ** જાલમસીંહ ઉપર પ્રસન્ન થાય છે.

"શાબાશ તેરી મુરાદ બર આવે......જય **નારાયણ**"

**નવાબ સાહેબ**—"મહારાજ! મેં કુચ્છ **અરજ કરૂં ?"**

**યોગીરાજ**—" અવશ્ય."

**નવાબ સાહેબ**—" આપકે પુરે નામકો હમ સમઝે મગર " બ્રહ્મ યંત્ર ધારી " કી સમઝ ન પડી."

**યોગીરાજ**—" યેહ નહી સમઝે ? ખુદ બ્રહ્માને હમકો એક યંત્ર દિયા હે વોહ યંત્ર લોગોંકી મુરાદ લિખતા હૈ. જય નારાયણ."

**જાલમસીંહ**—" ખુદ બ્રહ્માનેં દિયા હૈ ? વાહ મહારાજ ! મ્હારા અહોભાગ્ય કે આપ પધાર્યા ! "

બધાં આશ્ચર્ય પામી એક બીજા સામું જુવે છે.. નવાબ સાહેબ જાલમસીંહને કહે છે " જાલમસીંહ ! તમારી મુરાદ લખાવો ખુદ બ્રહ્માનું આપેલું યંત્ર એટલે એતો એક જીવતો ચમત્કાર ! "

**જાલમસીંહ**—મહારાજ કૃપા દ્રષ્ટિ કરે તો હું એ અજમાવું."

**યોગીરાજ**—" શ્રદ્ધા બગેરકી બાત મત ઉચ્ચાર. અજમાના કેસા ? જૈસા વોહ લિખેગા વેસાહી હોકર રહેગા...જય નારાયણ, "

**નવાબ સાહેબ**—" વોહ યંત્ર આપકે સાથ હૈ. ? "

યોગીરાજ થેલીમાંથી એક ત્રણ પૈડાની ન્હાની ઘોડી કાઢી કહે છેઃ—

" યેહ હૈ બ્રહ્મયંત્ર. "

જાલમસીંહ તેને સહઆશ્ચર્ય જુવે છે. બીજાઓ પણ જુવે છે.

**યોગીરાજ** કહે છે " એક કાગઝ મંગાલો."

કાગળ હાજર થાય છે. યોગીરાજ યંત્રમાં એક પેનસીલ ભરાવે છે અને જાલમસીંહને કહે છે. " બચ્ચા મંધિર આ. દિલમેં તેરે ઇષ્ટ દેવતાકા ધ્યાન ધર ઔર શ્રદ્ધાકે સાથ તેરી ઉંગલી ઉસપર રખકર દિલમેં મુરાદ માંગ જરા ઉંગલીકા ઝોર દે. "

જાલમસીંહ આજ્ઞા અનુસાર કરે છે.

બ્રહ્મયંત્ર નીચે પ્રમાણે લખે છે.

**" લગન કરકે કન્યા આવે તો પહેલે ઉસકે ચરન ધોઓ. ઝરૂર લડકા હો જાયગા. "**

સહુ વાંચીને ખુશ ખુશ થઈ જાય છે "વાહ ! પુરી મુરાદ લખી ને ! " પુકારી ઉઠે છે. જાલમસીંહને મુબારકબાદીયો અપાય છે,

જાલમસીંહ પણ મનમાં હરખાય છે. મુછોપર તાવ દે છે. પણ સ્ત્રીના પગ ધોવાની શરતથી મુંઝાય છે. એટલે કહે છેઃ—

" પણ મહારાજ ! આ ક્યાંનો ? પત્નિ પોતાના પતિના પગ ધુવે કે પતિ પોતાની પત્નિના પગ ધુવે ? "

યોગીરાજ—" બચ્ચા ! દેવ લોગકી રીત ન્યારી હોતી હૈ. ઈસમેં ઝરા શક નહીં કરના. બિધાતાને તેરે લેખહી એસે લિખ્ખે હૈ...જય નારાયણ "

સહુ કહે છે—" જાલમસીંહ એમાં હરકત નહીં, જ્યારે એવા લેખ લખાઈ ગયાં છે ત્યારે એમે હોય. "

**નવાબ સાહેબ**—" એમાં શું શક છે ? વિધાતાના લેખ આગળ લાચાર. હવે તમારે સંકોચાવું નહીં ! "

**જાલમસીંહ**—" પણ ખુદાવિંદ ! એથી તો માથે કહેણુ રહી જાય ! "

**હમીરસીંહ**—" દેવ ઇચ્છા એવી હોય તો એમ કરીયે એમાં કહેણ શાનું ? પણ માળું આ બ્રહ્મયંત્ર તો મહા ચમત્કારિ ! ! !

**નવાબસાહેબ**—" હવે ચોક્કસ થઈ ગયું. જાલમસીંહ તમે ત્રીજા ઘરની તૈયારી કરો. "

**જાલમસીંહ**—" મ્હારે શું તૈયારી કરવાની છે ? એ બધું તો આપે કરવાનુ છે. "

**યોગીરાજ**—" હાં નવાબ સાહેબ ! તુમ્હારે યહ તજવીજ કર દેની. જય નારાયણ ! "

આ મહેફિલમાં એક બ્રાહ્મણ ગોર હાજર હતો તેને નવાબ સાહેબે કહ્યું. " ગોરજી ! તમે આજને આજે જાલમસીંહ માટે તજવીજ કરવા રવાના થઈ જાઓ. જેટલું ખરચ થાએ તેટલું કરો પણ એમને લાયકનું ગોતી આવો. "

ગોર—" ઘણું સારૂં ખુદાવિંદ ! હમણાં ને હમણાં જાઉં છું. મ્હારા ધ્યાનમાં એક બે જગ્યાઓ એમને લાયકની છે. "

**જાલમસીંહ**—" રૂપ રંગ બધુ જોઈને કરજો."

ગોર—" એવું કરી આવું કે તમારી મુરાદ પુરી થાએ."

**નવાબ સાહેબ**—( યોગીરાજને ) " આપને બડી કૃપા કી. હમકો અચ્છા ચમત્કાર દિખાયા ! આપ જાલમસીંહકો આશિર્વાદ દો."

**યોગીરાજ**—" મેરે આશિર્વાદ હૈ. અબ મૈં જાઉંગા."

**જાલમસીંહ**—" નહીં મહારાજ ! ભોજન લેકર જાઓ."

યોગીરાજ કબુલ કરે છે. ભોજન જમાડવામાં આવે છે. યોગીરાજ રવાના થવાની તૈયારી કરે છે.

**જાલમસીહ**—" ફિર કબ પધારોગે ?"

**યોગીરાજ**—" હમ દેવલોકવાસી ઇચ્છા હોવે તો ચલે આવેં. ઇસ્કા પ્રશ્ન નહીં કરના ઓર હમ જાવેં તો હમારે પીછે ભી નહીં દેખના ઓર હમારી બાતભી ફિર નહીં કરના નહીંતો તેરે કાર્યમેં વિઘ્ન આવેગા."

જાલમસીંહ ચુપ થઈ જાય છે. યોગીરાજ " સબ આંખેં બંધ કરેલો " કહે છે. બધા આંખો બંધ કરે છે. નવાબ સાહેબ આંખો ખુલ્લી રાખે છે. યોગીરાજ નવાબ સાહેબ તરફ જોઈ સહેજ મુસ્કરાઈ ઝુકીને સલામ કરી ચાલતા થાય છે.

નવાબ સાહેબ અને બીજાઓ ખાણું લે છે. નવાબ સાહેબ મેહલે પધારે છે. જે ગોહનો જાલમસીંહને એટલો બધો ઉત્સાહ હતો તે ગોહ આવી રીતે થઈ જાય છે.

---

# પ્રકરણ ૨૧ મું.

## કામદારનો ખુલાસો.

નહાના શેઠ જેવાને બંગલે ગોળીયો ચાલે–પુરબીયો જખ્મી થાય એ હકીકત છુપી રહી શકે નહીં એ ખુલ્લું છે. એ વિષે શહેરમાં અનેક ચર્ચાઓ ફાટી નીકળી છાપાઓમાં પણ ઘણાં લેખ લખાયા સર્વ એક અવાજે પોલીસ ખાતાને નિંદતા અને અંધેર અંધેરનો પોકાર કરતા. " પ્રજાપોકાર " એ વિષે નીચે મુજબ લેખ લખ્યો હતો.

## બદમાશો પકડો.

"હવે અંધેરની હદ ન રહી. ગામમાં ચોરીયો ઉપર ચોરીયો થાય અને રાજ્ય ઉંઘતું રહે એ હવે પ્રજાને અસહ્ય છે. નવાબ સાહેબ ગોઠો ઉડાવતા રહે અને અમલદારો દફતરોમાં બેઠાં માંખો માર્યા કરે એવી પરિસ્થીતિ ક્યાં સુધી ચાલતી રહેશે? ન્હાના શેઠને બંગલે બે બદમાશો રાત્રિના પહેલા ભાગમાં ચઢી આવે, ભયંકર શસ્ત્રની સાથે હુમલો કરે, બંગલાના ચોકીદારને જખ્મી કરે અને નાસી જાય ત્યાં સુધી ન પકડાય એથી વિશેષ ભય લોકોની સલામતી માટે શું હોઈ શકે? ગામમાં કહેવાય છે કે કાંઇ કામ પ્રસંગે ખાનગી કામદાર ત્યાં ગએલા હતા, તેઓએ આ બદમાશોને જોયા અને પડકાર્યા. બદમાશો ગોળીયો છોડતા છોડતા નાશી ગયા. બંદુકોના ફેર થાય અને આસપાસની પોલીસ તે સ્થાને પહોંચી બદમાશોને હાથ ન કરી શકે એવી નમાલી પોલીસ શા કામની? સારા ભાગ્યે કામદાર ત્યાં હતા અને તેઓ બદમાશોને જોઈ ગયા, નહીં તો પરિણામ શું આવત એ કલ્પિ શકાતું નથી. જખ્મી થએલા પુરબીયાની જબાની ઉપરથી જણાય છે કે એ બદમાશો કોઇ હલકા વર્ગના માણસો જેવા ન હતા. તેમણે ગ્રહસ્થ શાહુકારો જેવા લુગડા પહેર્યા હતા. એકને માથે ટોપી અને બીજાને માથે ખાસ્સી પાઘડી હતી. આ હકીકત અમને વિસ્મય પમાડે છે. શાહુકારના વેશમાં આવા બદમાશ ખુનીઓ? દેવ જાણે ત્યાં શું ઇરાદાથી ગયા હશે!! પુરબીયો જખ્મી થયો એથી વિશેષ નુકસાન થયાનું સંભળાયું નથી, પણ હકીકત ઉપરથી જણાય છે કે ત્યાં મોહટું કાવત્રું રચાવાનું હતું પણ દૈવજોગે તે નિષ્ફળ થયું. પોલીસ બદમાશોની તપાસમાં હશે અને અમને આશા છે કે તે બદમાશોને પકડી જરૂર ઇન્સાફની દેવડીએ ઉભા કરશે, જ્યાં સુધી આ પ્રમાણે નહીં થાય ત્યાં સુધી લોકોને વિશ્વાસ આવશે નહી. સંભળાય છે કે આ બનાવ બન્યા પછી સર્વ બંગલાવાળાઓએ પોતાના બંગલા છોડી દીધા છે અને ગામમાં રહેવા આવ્યા છે. જીંદગીની આસાયશ માટે જંગલની ખુલ્લી અને ચોખ્ખી હવાનો લાભ લેવા

માટે જેમણે લાખોના ખરચ ર્ક્યા છે તેમના રૂપિયા હાલતો રાજ્યના કારણે પાણીમાં ગયા છે. મરહુમ નવાબ સાહેબે જ્યારે શહેર બહાર વસવાટ વધરાવ્યો ત્યારે ત્યાં પોલીસના પુરતા બંદોબસ્તની જામીનગીરી આપી હતી. આ જામીનગીરી કેવી રીતે પાળવામાં આવી છે તે આ બદમાશોના હુમલા ઉપરથી સ્પષ્ટ જોવાય છે. અમે જાણીએ છીએ કે અમારા નવાબ સાહેબ ઘણા નેક દિલ અને કેળવાએલા સરકારી હાકેમ છે. તેઓએ હાલમાંજ રાજ્યમાંથી શરાબની બદીને દૂર કરી આખા રાજ્યની પ્રજા ઉપર મોહટો ઉપકાર કર્યો છે, તોપણ તેઓ પોતાના અમલદારો ઉપર વધુ પડતો વિશ્વાસ રાખે છે અને જાતે જઈ જોતા નથી, આ તેમની મોહટી ખામી છે. અમારે નવાબ સાહેબને એટલીજ વિનંતી કરવાની છે કે હજુર આપ જાતે જુવો—અને જાત માહેતી મેળવો, એ આપની પવિત્ર ફરજ છે. પ્રજા અમલદારોની રૈયત નથી, પ્રજા તો આપ નામદારની રૈયતછે. પ્રજાની દાઝ આપને હોવી ઘટે. અમલદારો તો ભાડાના ટટ્ટુ છે. માટે આવા મહત્વના બનાવને નઝર અંદાઝ ન કરતાં ન્યાયની દેવડીએ એ નીચ ધાડપાડુઓને ખડા કરવા પોલીસને સખત તાકીદ આપો અને પ્રજાનો ગુમ થએલો વિશ્વાસ પાછો સ્થાપન કરાવરાવો. પ્રજા આપને આશિષ દેશે.”

નવાબ સાહેબ આ લેખ વાંચી આભાજ થઈ ગયા. કામદારને ગુન્હેગાર સાબિત કરવા જતાં પોતે ગુન્હેગાર અને બદમાશ ધાડપાડુ ઠર્યા. તેમને દેખાયું કે જાત માહેતી મેળવવાના ખ્યાલમાં ત્યાં જવામાં અને ઉતાવળા થઇ ફેર કરવામાં મેં મોહટી ભુલ કીધી છે. સારૂં થયું કે આણંદરાવે મ્હારો હાથ ખેંચી લીધો નહીં તો મ્હારા હાથે કામદારનું ખુન થઇ જાત. પ્રકૃતિનો વેગ કેટલીક વાર કેવો ભયંકર થઇ જાય છે? હું જ્યારે તે રાત્રિએ મહેલ બહાર નીકળ્યો ત્યારે મ્હારૂં આ કાર્ય કાયદેસર છે કે ગેરકાયદેસર એ વિષે મને શક આવ્યો હતો. જો આ શક ઉપરથી હું પાછો વળી ગયો હોત તો કેવું સારૂં થાત? કેટલીક વારની શંકાઓ પણ આશિર્વાદ સામાન હોય છે. એ એક

પ્રકારની આગળથી ચેતવનારી પ્રેરણા હોય છે. પણ આવી પ્રેરણાઓથી ઘણા થોડા માણસો લાભ ઉઠાવી શકે છે. પણ મ્હારો ઇરાદો શુદ્ધ હતો એ મ્હારા માટે ખચિત દિલાસાનું કારણ છે. બીચારો પેલો ચોકીદાર નોકરી બજાવતાં મ્હારા હાથે ઘવાયો એ ઘણું ભુડું થયું ખુદા મને માફ કરે. આ છાપાવાળાઓને ખબર છે કે હું જાત માહેતી મેળવવા ગયો તેમાં તો આ મુસીબત ઉભી થઇ છે.

આવા અનેક તરંગોમાં નવાબ સાહેબ હતા તેવામાં ખાનગી કામદારે પ્રવેશ કર્યો, ઝુકીને સલામ બજાવી લાવ્યો. નવાબ સાહેબે સત્કારી પુછ્યું—

" કેમ કામદાર ! કેમ આવ્યા ? "

**કામદાર**— " કેટલીક મનજુરીયોના કાગળ છે નામદાર ! "

**નવાબ સાહેબ** ( પ્રજાપોકારનો લેખ દેખાડી ) " તમે આ લેખ વાંચ્યો? "

**કામદાર**— " જી હા ખુદાવિંદ ! બદમાશોને પોલિસ પકડી ન શકે એની જુમ્મેદારી હજુરશ્રીના ઉપર નાંખતા આ મૂર્ખ છાપાવાળાઓ શરમાતા નહી હોય ! એ કાંઈ હજુરનું કામ છે ? ખુદાવિંદ છાપાઓ ઉપરના અંકુશો દૂર કર્યાનું એ પરિણામ છે, લખતાં પહેલાં કાંઇ વિચાર કરતા નથી, જેમ આવ્યું તેમ ચીતરી નાંખે છે. "

**નવાબ સાહેબ**—" તેઓ વ્યવહારિક દ્રષ્ટિએ કશું જોતા નથી. પણ કામદાર ! તમે તે વખતે ત્યાં હતા ? "

**કામદાર**—" જી હા નામદાર ! મ્હારા શેઠ બહાર ગામ ગયા છે એટલે મને તેમના કારખાનાની ખબર રાખવાની ભલામણ કરતા ગયા છે. તેથી કાંઈ કામકાજ હોય એટલા માટે ત્યાં આંટો મારી આવું છું. દિવસના મને વખત મળ્યો નહોતો એટલે રાતના આંટો મારવા ચાલ્યો ગયો હતો. રાત લગાર ગઈ હતી, મોડું થઈ ગયું હતું એટલે હું [illegible] હતો શેઠાણી ઉપર હતાં. મેં ખબર પૂછવા માણસ મોકલ્યો હતો. હજુ તે શેઠાણી પાસેથી પાછો આવે તે અગાઉ કાંઇ સંચલ થતાં મેં બૂમ પાડી. મેં એટલા ઉપરથી એ

બદમાશોને નાસતાં જોયા. પુરબીયો પાછળ પડયો અને ધવાયો. હું સાયકલ ઉપર ચઢી પોલીસને ખબર આપવા દોડયો. એ હકીકત મ્હારી નજર આગળની છે."

નવાબ સાહેબ—"તમે એમને કેવા ડ્રેસમાં જોયાં?"

કામદાર—'અંધારૂં હતું એટલે એતો જોઇ શકયો નહીં, પણ તેઓએ જણ હતા એટલુંતો ચોક્કસ છે. પુરબીયો પણ એમજ કહે છે."

નવાબસાહેબ મનમાંને મનમાં તેના ઉપર ગુસ્સે થાય છે પણ તેને કળવા દેતા નથી.

નવાબ સાહેબ—"બંગલામાંથી કાંઇ ગયું તો નથી ને?"

કામદાર—"મુનીમ હાર ગયાનું કહેતા હતો, પણ સાંજે તે મળી ગયો છે. શેઠાણીએ કાંઇ આડો અવળો મુકી દીધો હતો તે જડી ગયો છે."

નવાબ સાહેબ હલા ગાર થઇ જાય છે. કામદાર હાર પાછો આપી આવ્યો અને સહુ બાજી હાથમાંથી ગઇ.

નવાબ સાહેબ "ત્યારે તમારે એ ઘરની સાથે ગાઢો સંબંધ છે?"

કામદાર—"જી હા ખુદાવિંદ! કોઇ કોઇ વાર ખબર કાઢવા જઇ આવું છું. બાપડાં શેઠાણી આ બનાવ બન્યાથી ઘણાં ગભરાઇ ગયા હતા. મેં હિમ્મત દીધી તેથી શાંત થયાં."

નવાબ સાહેબ—"શેઠાણી હિમ્મતવાન લાગે છે. એકલાં શહેર બહારના બંગલે રહે છે!"

કામદાર "ત્યાં બીહવા જેવું કંઇ નથી. વળી નોકર ચાકર ત્યાં ઘણાં રહે છે."

નવાબ સાહેબ—"વારૂ કામદાર! શેઠાણીની ઉમ્મર કેટલી હશે?"

કામદાર—"સા[illegible]ણ, નામદાર!"

નવાબસાહેબ—"સા[illegible], એટલે?"

કામદાર—"કાંઇ એટલી બધી મોહટી નહીં."

નવાબ સાહેબ—"શેઠતો વૃદ્ધ છે ?"

કામદાર—"આ તેમનું બીજું ઘર છે."

નવાબ સાહેબ—"પણ કજોડું તો ખરૂંજ ને ?"

કામદાર—"ના ના સાહેબ ! એવું તો ઘણુંએ થાય છે. બીજ ઘર તો કુવાઇંજ મળેને ?"

નવાબ સાહેબ—"પણ એમાં સંસાર સુખ તો નહીંજ હોતું હોય ?"

કામદાર—"ના સાહેબ, શેઠ શેઠાણીનો સંસાર ઘણો સુખી છે."

નવાબ સાહેબ—"તમે છાપામાં વાંચ્યુંને કે પેલા ધાડપાડુઓ શાહુકારોના ડ્રેસમાં હતા ?"

કામદાર—"જી હા નામદાર ! પુરબીઓ પણ એમજ કહે છે."

નામદાર—"ત્યારે એ ઉપરથી મને એક કલ્પના થાય છે. તમે શું ધારો છો ? મને એવી શંકા કરવી ન ઘટે તો પણ એમ હોય તો બનવાજોગ છે. હું સમજું છું કે પેલા ધાડપાડુઓ કોઈ બદમાશ ન હતા તેઓ કદાચ શેઠાણી સાથેના કાંઇ સંકલ્પથી ત્યાં ગયા હોય અને આવું રમખાણ થઈ પડયું હોય તો એમાં આશ્ચર્ય જેવું નથી, કારણ કે શેઠાણી જુવાન વયના અને શેઠ વૃદ્ધ વયના એટલે એવું બનવું મનાય. તમને કેમ લાગે છે ?"

કામદાર હેંડોગાર થઇ જાય છે પણ હિંમત રાખી ઉત્તર દે છે. "જો હું શેઠાણીને ઓળખતો ન હત તો કદાચ હું પણ તેવી કલ્પના કરત પણ હું તેમને ઓળખું છું અને મને તેમનો પુરો અનુભવ છે. શેઠાણી ઘણાં લજ્જાવાન અને શીલવાન છે. મ્હારે એ ઘરની સાથે જુનો નાતો છે, છતાં જ્યારે જાઉંછું ત્યારે શેઠાણી મ્હારી સાથે ઉંચી નજર કરીને વાતે કરતા નથી. મોહટાં આબરૂદાર અને ખાનદાનની દીકરી છે."

નવાબ સાહેબના મનમાં તેના પ્રતિ અતિ તિરસ્કાર આવે છે પણ પ્રકૃતિ શાંત રાખી કહે છે.

"ત્યારે મ્હારી કલ્પના ખોટી ઠરી, અને એ ધાડપાડુઓનો ઈરાદો ચોરી કરવાનો એ ચોક્કસ ?"

કામદાર—"જી હા નામદાર !"

કોઈપણ રીતે આ વિષય પડતો મુકાય એમ કામદાર ઈચ્છે છે પણ નવાબ સાહેબ એ વિષયને ન મુકતાં પુછે છે "શેઠાણી સાથેનો તમારો નાતો ક્યારનો છે?" કામદાર મુંઝાય છે, તેનો ચ્હેરો ફીક્કો પડી જાય છે.

"શેઠની સાથે જુનો નાતો હતો. જ્યારે તેઓ તેમને પરણી લાવ્યા ત્યારથી હું તેમને ઓળખતો થયો."

**નવાબ સાહેબ**—"આપણી પોલીસ એ ધાડપાડુઓને પકડી શકશે ખરી ?"

કામદાર—"શું થાય છે એ જોવાનું રહ્યું. પોલીસે રીવોલ્વરના કારટીજનું ખાલી ખોખું હાથ કર્યું છે, અને પગલા કઢાવ્યા છે. એક પગલું મહેલ બહારની સડક સુધી જઇ ગુમ થઈ જાય છે અને બીજું શેહેરની અંદર બજાર સુધી જઈ ગુમ થઈ જાય છે. એટલે એમ મનાય છે કે એ બેમાંનો એક જણ શહેરમાંનો હતો અને બીજો શહેર બહારનો હતો. બહારના માણસોનું આ કામ ન હતું. વળી પગલાંના નીશાન ગામડીયાના પગ જેવા ન હતા, પણ બુટોના જેવા નીશાનુ હતા."

નવાબ સાહેબ કારટીજનું ખોખું મળ્યાની તથા પગલાંની હકીકતથી ચમકે છે અને મનમાં બીહે છે કે રખેને ખરી બીના જાહેર થઈ જાય અને બદનામી થાય. નવાબ સાહેબ કામદારને રજા આપે છે અને પોતે ઉંડા વિચારમાં કુરસી ઉપર પડ્યા રહે છે.

# પ્રકરણ ૨૨ મું.

## નવાબ સાહેબ અને આણંદરાવ.

નવાબ સાહેબે આજ આણંદરાવને ખાનગી મુલાકાતે બોલાવ્યો છે. આણંદરાવ વખતસર હાજર થાય છે. તેઓ બન્ને ખાનગીમાં બેસે છે. નવાબ સાહેબ કહે છે—

"જોયું આણંદરાવ! કેવું થયું? આતો ઉલટા આપણે ફંસાવા જેવું બન્યું?"

**આણંદરાવ**—"હજુર પોતાનો પીત્તો કાબુમાં રાખી શકયા નહીં. આપે ફેર કરવાની કશી જરૂર ન હતી, બીચારો પગમાં ઘવાયો એટલું સારૂં થયું."

**નવાબ સાહેબ**—"મેં બીહરાવવા ખાતર પગની તરફ ધા કર્યો હતો. એ વિષે છાપાવાળાઓ બુમો પાડે છે. પોલીસ એ હુમલો કરનારાઓને પકડવા છુટી છે. મને કહેવામાં આવ્યું છે કે તેઓએ પગલાં કઢાવ્યાં છે. તમારૂં પગલું બજારમાં ગુમ થાય છે. ઠેઠ સુધી પગલાં ન રહ્યાં એ ઠીક થયું. વળી તેઓએ ખાલી કારટ્રીજનું ખોખું હાથ કર્યું છે. જો ખોખા ઉપરથી રીવોલ્વરના મેકરનો પત્તો મેળવ્યો તો તે રીવોલ્વર માત્ર મ્હારીજ પાસે છે એટલે કદાચ કળાઈ જાઉં,"

**આણંદરાવ**—"તેઓ કદાચ એમ અનુમાન કરી શકે. વળી આપે પાસવર્ડ વ્હેંચાવ્યા છે એ પણ તે જાણતી હોવાથી શક આણી શકે, તો પણ આપતો હાકિમ છો, આપનું તેઓ શું કરી શકનાર છે? પણ જો હું કળાયો તો મ્હારાતો બારજ વગાડશે."

**નવાબ સાહેબ**—"પાસવર્ડ કોણે વહેંચાવ્યા છે એ વાત માત્ર પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ જાણે છે. તે કોનફીડેન્શલ હોઈ કોઇને કહી શકે નહી. તમારે તમારી જાત વિષે તદ્દન નચિંત રહેવું. તમોને કાંઇ થાય તો મ્હારે જાહેર થએ છુટકો."

**આણંદરાવ**—"પણ એટલે દરજે વાત પહોંચશે નહીં."

**નવાબ સાહેબ**—"એ વાત ખરી છે. પણ આપણે કાયદાની

નજરે ગુન્હેગાર ઠરીયે છીયે, આપણે કાયદાની નજરથી બચવા, કાયદાને થાપ ખવરાવવા પ્રયત્ન કરીયે છીયે-કીધેલું કામ છુપાવવા માંગીએ છીએ એનો આપણે ઇન્કાર કરી શકીશું નહીં. સાધારણ માણસ જો એમ કરે તો ગુન્હેગાર ઠરે અને આપણે કાયદાના રક્ષક થઈ કાયદો તોડીયે અને ન્યાયની દેવડીયે ખડા ન થઇએ એ તો જુલમ કહેવાય."

**આણંદરાવ**—"આપની વ્યક્તિ અસાધારણ છે, કાયદાની રૂએ આપે ગુન્હો કર્યો હોય તો પણ એક હાકિમ તરીકે આપે જે કર્યું છે તે વ્યાજબી કર્યું છે એ સૌ કોઇ કહે."

**નવાબ સાહેબ**—"પણ તમે મ્હારા મુળ ઇરાદાને જાણો છો એટલે એ પ્રમાણે કહો છો, પણ જેઓ મ્હારા મુળ ઇરાદાને જાણતા નથી અને જેઓને મ્હારા ઉપર વિશ્વાસ નથી તેઓ શું એમ કહે ? જુઓ આ છાપાવાળાઓ કેવી બુમો પાડે છે ?"

**આણંદરાવ**—"એ સત્ય છે. હું આપ નામદારને મળ્યો તે અગાઉ એમના જેવોજ હતો. મને હવે હાકિમોની મુશ્કેલી દેખાય છે."

**નવાબ સાહેબ**—"તમેજ કહો, હવે આપણે કામદારને શિક્ષા કેવી રીતે કરવી ? પેલો હાર જે તેણે શેઠાણી પાસેથી લીધો હતો તે પણ તે વખતે દિવસે પાછો આપી આવ્યો, હવે તેના ઉપર ચોરીનો આરોપ મુકી શકાય નહીં. ત્યારે શેઠાણી સાથેના તેના આડા સંબંધને અને રાજને કાંઇ નિસ્બત રહેતી નથી."

**આણંદરાવ**—"કામદારને શિક્ષા થાય એટલા માટે મેં આપને એ કોતુક કાંઇ દેખાડયું નથી. આપ તેના ચારિત્રથી વાકેફ થાઓ, પરદા પાછળ શું ચાલે છે એ જાણો, જુવો એટલા માટે મેં એ પ્રયાસ કીધો છે."

**નવાબ સાહેબ**—"હું કામદારને ઘણા ઉંચ ચારિત્રનો માણસ સમજતો હતો અને મ્હારા નિમકહલાલ અને વફાદાર નોકરોમાંનો એક માનતો હતો."

**આણંદરાવ**—"આપનો તો એ નિમકહલાલ અને વફાદાર નોકર છેજ. આપનું એણે કાંઇ નુકશાન કર્યું નથી. માત્ર યુક્તિ વડે ન્હાના શેઠને નગર શેઠાઇ અપાવવા તે ચહાતો હતો વળી તે ઘણો પરમાર્થી અને પરગજુ સ્વભાવનો છે. ગરીબોને સ્હાય કરવામાં ઘણો ઉદાર છે. માત્ર આટલું અપલક્ષણ તેનામાં છે પણ એને રાજની સાથે કાંઈ નિસ્બત નથી."

**નવાબ સાહેબ**—"તે ઉપરાંત તે તદન જુઠો છે. મેં તે બનાવ વિષે તેની સાથે વાત કીધી ત્યારે તેણે મને તદન તરકટી હકીકત કહી ઉડાઉ જવાબ આપ્યો. જો મેં તે હકીકત નજરો નજર જોઇ નહત તો મને ખચિત તેના જવાબથી સંતોષ થાત એટલો તે ચાલાક છે."

**આણંદરાવ**—"ન્હાના શેઠના બંગલે ધાડપાડનારા આપણે છીએ, હવે કોઈ માણસ આપણને એ વિષે પ્રશ્ન કરેતો આપણે શું સાચેસાચું કહી દઇશું ? આપણે પુરબીઆને જખ્મી કર્યો છે, પોલીસ ગુન્હેગારને પકડવા મથે છે, છાપાંઓ બદમાશોને પકડો બદમાશોને પકડોની બુમો મારે છે. પ્રજા ભયભિત બની છે છતાં આપણે ખામોશ રહી એ સર્વ ચાલવા દઇયે છીયે, ત્યારે તે જો એમ કરે તો એમાં શું નવાઈ ? જન સ્વભાવને એટલી છુટતો આપવી પડશે."

**નવાબ સાહેબ**—"હું લોકોને ઉડાવવા માંગતો નથી. સાચે-સાચી હકીકત કહી દેવા ચાહૂં છું."

**આણંદરાવ**—"આપ ગમે તેટલું સાચું કહેશો પણ લોકો તે માનશે નહીં. ઘણાં એમજ સમજશે કે આપ કામદારનું ભોપાળું નહીં પણ પોતાનો કોઇ ખાનગી ઇરાદો પાર પાડવા ત્યાં ગયા હશો. છાપાઓ એ વિષે કાંઇનું કાંઈ લખશે અને ઉલટી આપની બદગોઇ—નિંદા વધશે, કારણ કે રાજા એ પ્રભુ તુલ્ય છે, અથવા રાજામાં ઇશ્વરનો અંશ છે એવી લોકોની સમજ હવે નષ્ટ થઇ છે."

**નવાબ સાહેબ**—"ત્યારે મ્હારે કામદારને મુકી દેવો?"

**આણંદરાવ**—"એ વગર બીજું શું કરશો ? એણે તમારો કાંઇ કસુર કર્યો નથી. શેઠ શેઠાણી અને કામદાર એ ત્રણે પોતાનાં ખાનગી જીવનમાં સ્વતંત્ર છે, તે ચાહે તે કરે એમાં બીજાને શું ? મ્હારે તો આપને એ દેખાડવું હતું કે શેઠે પરમાર્થ બુદ્ધિથી સખાવત કીધી નથી તેમનો એમાં સ્વાર્થ હતો એ દેખાડી દીધું."

**નવાબ સાહેબ**—"કામદારને શીક્ષા કરી–મ્હારા રાજ્યના બીજા અમલદારો ઉપર હું સારી છાપ બેસાડવા માંગુછું. જેથી રાજ્યમાં સડો રહે નહીં અને રૈયત પિડાય નહીં."

**આણંદરાવ**—"એ બધું થઇ રહેશે, શું થાય છે એ લગાર વધુ જુઓ, ઉતાવળ કરવાની કશી જરૂર નથી."

**નવાબ સાહેબ**—"છાપાઓવાળા અને પ્રજા મને ઉંઘતો નવાબ સમજે છે. તેમને મ્હારે દેખાડી આપવું છે કે હું ઉંઘતો મોજીલો, તોરીલો નવાબ નહીં પણ એક **જાગતો નવાબ** છું, જો પ્રજા મ્હારા ઉપર વિશ્વાસ મુકે તો તેમને લગારે કનડગત થવા દઉં નહીં. જે કનડગતો થાય છે તે ધોરણ અને કાયદાની વિધિયોના કારણથી થાય છે. ધોરણ અને કાયદો એ લોખંડી પંજો છે એમાં મનુષ્યત્વ નથી. * * * * ત્યારે આપણે હજુ જોયા કરવું એવો તમારો અભિપ્રાય થાય છે ?"

**આણંદરાવ**—"જી હા નામદાર !"

પછી આણંદરાવ ત્યાંથી રૂખસત થાય છે.

---

## પ્રકરણ ૨૩ મું

**બુઢો વરરાજા.**

હજુરીયાઓ હાજર થયા છે. આણંદરાવ આવ્યાના ખબર સાંભળી જાલમસીંહ ઘણું વિસ્મય પામ્યા હતા. ગુપચુપ શું મામલો ચાલે છે તે જાણવાને ઘણાં ફાંફાં મારતા હતા પણ કાંઇ વળતું ન હતું. હજુરમાં હાજર થઇ તાઝીમ બજાવી લાવી બોલ્યા—

"બોલ્યાને શું કામ આવી પડયું છે કે હરઘડી આંટા દીયે છે! હજુર" નવાબ સાહેબને એક નવો વિચાર સ્ફુરે છે તેથી કહે છેઃ–

"એ એક નાટક કંપની કાઢવાનો વિચાર રાખે છે. તેની પરવાનગી માંગે છે."

**જાલમસીંહ**—"વળી એને એ શું ધંધો સુઝયો? હજુર એને પરવાનગી આપશો માં નહીં તો ઘણાઓના ભવાડા ભજવશે. જુઓને આપ નામદારે છાપાઓને છુટ આપી તો હવે કેવું કેવું લખે છે? શેહેરમાં ત્યાં ધાડ પડે તેના હજુર જવાબદાર! શું જમાનો આવ્યો છે? મને તો મ્હારા ભાણીયાએ વાંચી સંભળાવ્યું. ઘણો ગુસ્સો આવ્યો પણ વળે શું? હજુરને ગમ્યું તે ખરૂં. આ આણુદાની તેવીજ કાંઇ તજવીજ હશે, માળો ઠેર ઠેર ભાષણો કરતો અને રાજની બદગોઈ વિના બીજું કાંઇ બોલતોજ નથી. હું એને ઓળખું છું એટલે ચેતવું છું હજુર!"

**એક અમીર**—"તમે હજુર વિષે વાંચ્યું પણ તમારા પોતા વિષે કાંઇ વાંચ્યું?"

**જાલમસીંહ**—"વળી મ્હારા માટે શું છે?"

**અમીર**—"વાંચો ત્યારે ખબર પડે ને? જુઓ "હાસ્ય વિનોદ" માં છેલ્લે પાને શું લખ્યું છે?"

**જાલમસીંહ**—"હું કયાં ભણ્યો છું, અને નથી ભણ્યો એ ઠીકજ થયું છે, નહીંતો છાપા વાંચીને પીત્તો કાબુમાં રહેત નહીં, તમેજ વાંચો." અમીર વાંચે છે.

**બુઢ્ઢા વરરાજા**

જાલમસીંહ ચમકી બોલી ઉઠે છે. "હું કયાં બુઢ્ઢો છું?"

**અમીર**—"લગાર ધિરજ રાખો, આગળ તો સાંભળો" તે વાંચે છે—

"અમારે ત્યાંના એક ગરાશીયા ત્રીજું ઘર કરવા તૈયાર થયા છે. બે ઘર હયાત છે. ત્રીજાનો મોહ થયો છે. ઉમર પુરી પાકટ છે.

દાંત નથી એટલે ચોકા પ્હેરે છે. ધોળી દાઢીને કાળી રંગે છે. કમર વળી ગઈ છે, ચાલતાં શ્વાસ ચઢે છે"–

જાલમસીંહ મુછે તાવ દઈ કહે છે " ઈ સાવ ખોટું છે. કોઈને મ્હારા સાથે કુસ્તી લડાવો. જો તેને ચિત ન પછાડું તો કહેવું ? ! પણ ઈ લખનારો કયો વાયડો છે ? હજુર ! ઇ આપ સાંખી શકો, હું ન સાંખી શકું. મને એનું નામ બતાવો."નવાબ સાહેબને હસવું આવે છે અને કહે છે.

"પુરૂં સાંભળો તો ખરા."

**જાલમસીંહ**—" એમાં શું સાંભળવું હતું ? વર હું કરૂં અને પીડા પારકાને હાલે, ઈ કયાંનો ન્યાય ? હજુર આપેજ છાપાવાળા-ઓને મોઢે ચઢાવ્યાં છે. જો મરહુમનો જમાનો હોત તો એમની જીભજ ખેંચી લઉં."

**અમીર**—"તમારે આગળ સાંભળવું નથી ?"

**જાલમસીંહ**—" ના, ના, નથી સાંભળવું ? પણ હજુર હું એમ પુછું છું કે આપણી મેહફિલની ખાનગી વાત બહાર કેવી રીતે ગઈ? આપણામાંનો કોઈ ફુટયો લાગે છે. આપ પારકે હાથે અમારી આબરૂ પડાવરાવો ઇ ન બને. હું ત્રણ નહીને ચાર કરૂં પાંચ કરૂં એમાં બીજાઓના બાપનું શું જાય છે ?"

**નવાબ સાહેબ**—"જાલમસીંહ ભાઈ ! એમ તમે મ્હારા ઉપર શા સારૂ ઉતરી પડો છો ?"

**જાલમસીંહ**—"હવે ખુદાવિંદ ! આપણી મેહફિલનું મહાતમ રહ્યું નથી."

**અમીર**—"હવે હું નથી વાંચતો, છાપુ બંધ કરૂં છું."

**નવાબ સાહેબ**—"તમે પુરૂં સાંભળો તો ખરા, પછી તમારે જે કહેવું હોય તે કહેજો."

અમીર આગળ વાંચે છે—

"પણ નવાબ સાહેબના ટેકાથી ટટાર રહે છે. ઘડપણે રસ આવ્યો

છે, પારકી જણીને હેરાન કરવા ઉભા થયા છે. હવે તો આવા કુધારાઓનો અંત આવે તો સારૂં."

**જાલમસીંહ**—"આવ્યો અંત ! ઈ આજકાલના છોકરાઓ ભાયડાઓની વાત શું જાણે ? ઇ છાપાવાળાનું નામ શું છે ઇ તો વાંચો"

**અમીર**—"અધિપતી ફીશાભાઇ હીરજીભાઈ."

**જાલમસીંહ**—"ઓળખ્યો, પેલા લવારનો છોકરો, આજકાલ વસવાયાનુંએ એવું જોર કે ગરાશીયાઓને આંગળી ચીંધે ! જાતના ઘાંચી મોચી ભણીગણી મોહટાઓના વાદે ચઢયા છે. હવે જીવવાનું મહાતમ રહ્યું નહીં."

**નવાબ સાહેબ**—"હું તો સમજું છું કે તમે એ વિચારજ માંડીવાળો એટલે કોઇને આંગળી ચીંધવાપણું રહે નહીં. મેં જે ગોરને ગોતવા મોકલ્યો છે તેને પાછો બોલાવી લઉં."

**જાલમસીંહ**—"નહીં હજુર ! હવે તો નહીં કરતો હઉં તોએ કરીશ, એવા વસવાયાઓથી બીહી જાઉં તો ગરાશીયો શાનો ? પણ ખુદાવિંદ આપ એ છાપું બંધ કરાવી દયો, નહીંતો એના ઠીક પરિણામ નહીં આવે."

**નવાબ સાહેબ**—"કાંઈ છાપું બંધ કરાવી શકાય. એ તો મને પણ કહે છે. જેમ હું ચુપ રહૂં છું તેમ તમે પણ ચુપ રહો. બીજું શું થાય ?"

**જાલમસીંહ**—"મ્હારાથી ચુપ ન રહેવાય ?"

**અમીર**—"ત્યારે તમે તેના ઉપર બદનકશીની ફરીયાદ કરો."

**જાલમસીંહ**—"કોરટે ચઢે ઈ જુદાં ! વસવાયા સામે ફરિયાદ હોય ? ઇતો મને મળે એટલી વાર."

**નવાબ સાહેબ**—"જો જો કાંઈ ગેર કાયદે વઢવાડ કરતા."

**જાલમસીંહ**—"અમે ગરાશીયા કાયદો બાયદો ન સમજીએ. અમને તો ટાણે જે સુઝયું તે ખરૂં."

**નવાબ સાહેબ**—"કાયદો તો અમારા માટે પણ છે તો પછી ગરાશીયાઓ માટે હોય એની શી નવાઈ ?"

**અમીર**—"પણ આમાં તમારૂં નામ તો લખ્યુંજ નથી એટલે તમે શા માટે માથે ઓઢી લીયો છો ?"

**જાલમસીંહ**—"નામ નથી એથી શું ? હકીકત તો મ્હારીજ છે ને ?"

**અમીર**—"ના. ના. કોઇ બીજા ગરાશીયા માટે પણ હોય, ઘણાંઓને બે ઘર છે."

**નવાબ સાહેબ**—"હવે એ વાત માંડી વાળો, એમાં કાંઇ માલ નથી."

**જાલમસીંહ**—"આપને મન એમાં માલ નથી. પણ મ્હારે મન તો ઘણો છે. આપ એ છાપું બંધ કરાવો નહીં તો એમ માનીશ કે આપ આગળ રહીને મ્હારી આબરૂ પડાવો છો."

**નવાબ સાહેબ**—"એમાં તમારી સમજ ફેર થાય છે. કોઇ માણસ કોઇની આબરૂ પાડી શકતો નથી માણસ પોતાના હાથે પોતાની આબરૂ પાડે છે. તમે એ ઇરાદો મુલતવી રાખો તો પછી કોઈ કહેનાર નથી. હું તો હવે ગોરને પાછો બોલાવી લઉં છું તમને સુઝે તેમ તમે કરજો."

એટલામાં ગોર પ્રવેશ કરે છે. તાઝીમ બજાવી જગ્યા લે છે.

નવાબસાહેબ કહે છે "તમારી ઉમ્મર ઘણી લાંબી લાગે છે. તમારૂં નામ લેતાંની સાથે તમે પ્રવેશ કર્યો હું તમને પાછા બોલાવી લેવાનું કરતો હતો."

**ગોર**—"કાં ગરીબ પરવર ! પંદર વીસ દિવસ આથડી આથડી ફતેહ કરી આવ્યો ને હવે આમ કાં ?"

**નવાબ સાહેબ**—"હવે એ ઈરાદો મુલતવી રહ્યો છે."

**ગોર**—"પણ ખુદાવિંદ ! ઠેકાણું ઓહો ગોત્યું છે. જાલમસીંહ ભાઈને લાયક ગોત્યું છે. હવે એ મુલતવી રહે તો મ્હારી વાત જાય."

**નવાબ સાહેબ**—"એ વિષે જાલમસીંહ જાણે. હું એમાં પડવા માંગતો નથી. માટે મ્હારી આગળ એ વિષે વાત ન કરવી."

જાલમસીંહ ઉંચા નીચા થાય છે, ગભરાય છે કે વળી આ

શું થયું. જેથી કહે છે કે—"ગરીબ પરવર ! ઠેકાણું ક્યાં ગોત્યું છે, કન્યા કેવી છે, ઇતો સાંભળવા દયો !!"

**નવાબ સાહેબ**—"હું એમનું કાંઇ સાંભળવા માંગતો નથી, હજુ તો વાત ચાલે છે ત્યાં તમે મને બદનામ કરો છો, પછી ખઇ ખોટું પડે ત્યારે કોણ જાણે શુંએ કહો?

**જાલમસીંહ**—"નવાબોનું એજ દુઃખ મોહટું છે. વાત વાતમાં બદલી જતાં વાર ન લાગે. આપ તો અમારા અન્નદાતા છો આપને બદનામી દઇયે તો અમનેજ કાળી ટીલી બેસે."

**નવાબ સાહેબ**—"તમારા ઘરવાળા પણ મનેજ બદનામ કરે છે."

**જાલમસીંહ**—"ઇતો હું અરજ કરી ચુક્યો છું કે એમની મરજીથી તો હું તૈયાર થયો છું. નહીં તો હું કાંઇ મુરખ નથી."

**નવાબ સાહેબ**—"તો પણ તમે જાણો અને તમારૂં કામ જાણે."

**જાલમસીંહ**—"પણ ગોર હકીકત કહે એમાં તો હજુરને વાંધો નથી ને ?"

**નવાબ સાહેબ**—"એ ભલે સાંભળો."

ગોર હકીકત કહે છે—

"અહીંથી પચાસ ગાઉ ઉપર એક ગરીબ ગરાશીયાનું ખોરડું છે. તેમને ત્યાં જવાન કન્યા છે. રૂપ અને ગુણમાં અનુપમ છે. મેં ત્યાં સંગુ નાખ્યું. પહેલાં તો આનાકાની કરવા લાગ્યો પણ જ્યારે નવાબ સાહેબનું નામ લીધું ત્યારે રાજી થયો. કન્યા મેં ભાળી. ઘણીજ હુશીયાર છે. એમાં એક બીજો જોગ મળ્યો, ઓઠને દિવસે જેઓ જે રૂપિદેવ આવ્યા હતા તેમણેજ એ કન્યાનું નામ પાડ્યું છે એમ મ્હારા જાણવામાં આવતાં મેં કહ્યું કે એ રૂપિદેરની સુચનાથીજ હું માગુ લઇ આવ્યો છું. આ હકીકતથી તેઓ ઘણા ખુશ થયા. અને તેઓએ માંડ ગયે પરણાવવા હા પાડી. માટે હવે જાલમસીં-હભાઇ ટીમ … કરો, અને મ્હારૂં ઇનામ મને ઝટ આપી દીયો."

**જાલમસીંહ**—"કન્યાનું નામ શું છે ?"

ગોર—"એ લગાર લાંબુ છે. પણ મેં તો કાગળમાં લખી લીધું છે." પછી ગોર કાગળ કાઢી વાંચે છે—

"ચતુરી ચાલક મધુરી મોહક,પ્રીતિરસ ગ્રાહક, પતિ ઉપાસક, મધુરી ભાષક, સધીરી આશક, તન મન અર્પણ, સ્વરૂપ દર્પણ, અતિ મન રંજન કુમારી—"

**જાલમસીંહ**—"પણ આવા લાંબા નામ તો ક્યાંય સાંભળ્યાં નથી ? ગુરૂ દેવ ! કાંઈ ભાંગ તો પીધી નથીને ?

**ગોર**—"એવું હોય ! પેલા રૂષિદેવનું નામ ક્યાં ટુંકું હતું ? તેમણે જેવું પોતાનું લાંબું નામ રાખ્યું હતું તેવું આ નામે લાંબુ રાખ્યું છે."

**નવાબ સાહેબ**—"એ નામતો એના ઉત્તમ ગુણો દર્શાવે છે."

**જાલમસીંહ**—"ઇ તો હું સમજ્યો, પણ એટલું લાંબુ નામ લેતાં લાંબા થઈ જવાય એવું છે."

**એક હજુરી**—"જાલમસીંહ કાકા ! એમાં લાંબા નહીં થવાય, અત્યારથી યાદ કરવા મંડી જાઓને."

**જાલમસીંહ**—"જ્યાં જરૂરી વાત હાલતી હોય ત્યાં ગડબડ માં કર આ જેવી તેવી વાત નથી, ઘર કરવાની વાત છે."

**અમીર**—"એ ઠીક કહે છે, એમાં ચીડાઓ છો શું ?"

**હજુરી**—"કાકા ! એકવાર બોલી જાઓ, તમને મ્હારા સમ છે. જોઇયે તો ખરા કે તમારા મોઢામાં એ નામ કેવુંક શોભે છે ?"

જાલમસીંહ એકદમ ચીડાઈ જાય છે—

"બસ ત્હારી અવકાત જોઈને વાત કર."

ગોર—"અરે ! અરે ! એના જેવા શું થાવો છો ! લ્યો કહો શું મરજી છે ?"

**જાલમસીંહ**—"મરજી નવાબ સાહેબની, હું તો એમને આધિન છું."

**નવાબ સાહેબ**—"મ્હારે તો જે કહેવાનું હતું તે કહી દીધું છે, તમને જેમ ઠીક પડે તેમ કરો."

જાલમસીંહ સમજે છે કે નવાબ સાહેબ હડે ચઢ્યા છે અને એકના બે નહી થાય, માટે આ આવેલો જોગ જો હાથથી જશે તો પછી ઠેકાણું નહીં પડે. એટલે કહે છે—

"મને જેમ ઠીક પડે એમ કરૂં તો આપ નારાજ તો નહીં થાઓને ?"

**નવાબ સાહેબ**–" નારાજ શા માટે થાઉં ? એનું પરિણામ મ્હારે કયાં ભોગવવાનું છે ?"

**જાલમસીંહ**–" આપ મદદ અને સગવડ તો આપશોને ? "

**નવાબસાહેબ**–" એ તો હું વચન આપી ચુકયો છું. પણ એટલું વળી કહી દઉં છું કે ખોટું ખરૂં પડે એનો હું જુમ્મેદાર નહીં. "

**જાલમસીંહ**–" પણ મને તો આ લાંબા નામની નવાઈ થાય છે, કાંઈ યાદ થાય એવું ટુંકું હોતને–"

**ગોર**–" અરે જાલમસીંહ ભાઈ! તમે સમજ્યા કાં નહીં ? એ તો રૂષિ દેવનું પાડેલું નામ ! પણ એ બધાં વિશેષણો છે. અને ટુંકું નામે છે, પણ તમે હા ભણો ત્યારે કહુંને ? "

**જાલમસીંહ**—" તઈયે ટુંકુ નામ બોલી ટુંકુ કરોને ? હું તો આ લાંબા નામથી મુંઝાઇ ગયો હતો. "

**ગોર**—" લ્યો પાડો હા, ટુંકુ નામ "સુંદરબા" છે. "

**જાલમસીંહ**—" હવે ઠાવકું ! પહેલાંથીજ ઇ કહી દેવું હતું. ( હજુરીયાઓને ) લ્યો કહો શું મરજી છે ? "

**અમીર**—" તમારી ઇચ્છા હોય તો ખાસ્સું છે. પણ પેલા રૂષિદેવવાળી શરત જાણો છો ને ? "

**ગોર**—" હા ઠીક યાદ આવ્યું કન્યાના બાપે પણ રૂષિદેવના કહેવાથી એ શરત મુકી છે. તે કહેતો કે રૂષિદેવે કહ્યું છે કે **જ્યાં સુધી એને પરણનારો પ્રથમ એના ચરણ નહીં ધુવે ત્યાં સુધી છોકરો નહીં થાય** " માટે એ શરત તો મુખ્ય છે. "

**જાલમસીંહ**—" ઓહો ! રૂષિદેવ ત્યાંસુધી કહી આવ્યા ?"

**અમીર**—" રૂષિદેવ ઠીક તમારા ઉપર પ્રસન્ન થયા લાગે છે."

**જાલમસીંહ**—"પ્રસન્ન થયા પણ શરત આકરી મુકતા ગયા,"

**નવાબ સાહેબ**—"બ્રહ્મયંત્રે તમારી મુરાદ એ રીતે પુર્ણ થવાનું લખ્યું છે તે એમાં શું વધો છે?"

**જાલમસીંહ**—"વાંધો તો મોહટો છે. એવી અનહોતી થાય તો આબરૂ જાય."

**ગોર**—"ત્યારે એ માંડી વાળો, નવાબ સાહેબ ઠીક કહેતા હતા કે એમાં પડવામાં માલ નથી."

**જાલમસીંહ**—"ના, ના, માંડી શા માટે વાળો. કાંઈ જુદો રસ્તો કાઢોને?"

**નવાબ સાહેબ**—"એ શરત નહીં પાળો તો છોકરો નહિ થાય. વિધાતાના લેખ તે ફરતા હશે?"

**અમીર**—"થવા દીયોને જાલમસીંહ?"

**જાલમસીંહ**—"થાવા દિયો તઇયેં, સહુની મરજી એમ છે તો એમ થાવા દીયો."

પછી ખાંડું મોકલવા વિષે વાટાઘાટ થાય છે. બગીચામાંજ કન્યાની પધરામણી કરાવવાનું ઠરાવવામાં આવે છે. અને એ લગ્ન હાલ ખાનગી રાખવા ભલામણો દેવામાં આવે છે. નવાબ સાહેબ જનાનખાને પધારે છે અને મેહફિલ વિખરાઇ જાય છે.



## પ્રકરણ ૨૪ મું.

### નવાબ સાહેબ અને પો૦ ઇન્સપેકટર

આજે પો૦ ઇન્સપેકટર નવાબ સાહેબની હજુરમાં હાજર થાય છે. નવાબ સાહેબ તુરત તેને કહે છેઃ—

"જુઓ, ઇન્સિપેકટર! છમ્મીજાનની ચોરી પકડવાની તમને જે મુદ્દત આપી હતી તે પુરી થઇ છે, છતાં તમે ચોરી પકડી શકતા નથી. માટે મ્હારે વિચાર કરવો પડશે."

**ઇન્સપેકટર**—"મુદ્દત પુરી થઈ ગઈ છે એ વાત ખરી છે,

પણ એ ચોરી મેં લગભગ પકડી લીધી છે અને અત્યારેજ એજ વિષે અરજ કરવા હાજર થયો છું."

નવાબસાહેબ એ સાંભળી ઘણાં ખૂશ થાય છે અને પુછે છે:-

"ક્યાંથી પકડી? કેવી રીતે પકડી? કોણે એ ચોરી કીધી હતી? અને કેવી રીતે કીધી હતી?"

ઈન્સપેકટર મારવાડી અને મીંયા વચ્ચેનો સર્વ કીસ્સો કહી સંભળાવે છે.

નવાબસાહેબ સાંભળી કહે છે—

"એટલાં ઉપરથી તમે એમ અનુમાન કરો છો કે એ રૂપીયા છમ્મીજાનના હતા?"

**ઈન્સપેકટર**—"અમીના બેગમ તદ્દન ગરીબ બાઈ છે. તેની પાસેથી એટલી મ્હોટી રકમ નીકળવી અસંભવિત છે. બાઇને પુછતાં તેણી કહે છે કે એક પરગજુ માણસ તેણીને તે રૂપીયા આપી ગયો હતો. તે માણસે તે બાઇને રૂપીયા ભરવાની તારીખ ચોરી થયાની તારીખની સાથે મળતી આવે છે. રાતે ચોરી થઈ અને સવારે આ રૂપીયા અપાયા અને ભરાયા. બાઈને તે માણસનું નામ પુછવામાં આવે છે તો તે બતાવતી નથી અને કહે છે. કે તે માણસ નામ બતાવવાની સખત મનાઇ કરી ગયેલો હોઇ મ્હારાથી તે બતાવી શકાવાય નહીં. ખુદાવિંદ! આ મુશ્કેલીના કારણથી હું હજુરમાં આવ્યો છું. કારણ કે બાઇ મુસલમાન છે, પરદેનશીન અને આબરૂદાર છે. એટલે મ્હારે શું કરવું?"

**નવાબ સાહેબ**—"એ રૂપીયા છમ્મીજાનવાળા છે એવું એટલા ઉપરથી માનતાં હું તો અચકાઉં છું. બાઇના કોઈ પૈસાદાર સગાએ અથવા સ્નેહીએ બાઇને એ રૂપીયા આપ્યા હોય."

**ઈન્સપેકટર**—"આ જમાનામાં એવો ઉપકાર કરનારા ઘણાં થોડાં હોય છે. આપ કહો છો તેમ જો હોય તો બાઇને નામ બતાવવામાં આટલો બધો સંકોચ શામાટે હોય? મ્હારૂં મન તો એમજ

કહે છે કે એ રૂપીયા છમ્મીનવાળાજ છે. એ બાઇની લગાર પોલીસ ચોકશી થાય તો ખરૂં ખોટું જણાઈ આવે. એ પોલીસ ચોકશીની રજા લેવા આવ્યો છું, કારણ કે બાઈ પરદેનશીન અને મ્હારે કદાચ લગાર કડક થવું પડે અને આપને કાને ફરિયાદ આવે તો આપને અગાઉથી ચેતવી રાખવા મુનાસબ સમજી હાજર થયો છું."

નવાબ સાહેબ—"ધોરણસર અને કાયદેસર પોલીસ ચોકશી કરો એમાં મને ચેતવાની શી જરૂર છે?"

ઈન્સપેકટર—"બાઇને લગાર કડકાઈની સાથે ત્યાં ધમકીની સાથે પોલીસ ચોકશી કરવામાં મહોલ્લાના મુસંલમાનો ઉશ્કેરાઈ જવાનો અને ગોકીરો કરી પાડવાનો સંભવ છે. અને મને તેમ કર્યા વિના ચાલે તેવું નથી."

નવાબ સાહેબ—"તમારે જે કરવું હોય તે કરો. પણ કશું ધોરણ અને કાયદા વિરૂદ્ધ થવું ન જોઈયે એટલું હું તો સમજું."

ઈન્સપેકટર—"માત્ર ધોરણ અને કાયદાથી ચાલે તેવું નથી. લગાર ધોરણ અને કાયદા બહાર જવાની જરૂર છે એ વગર તો અમે કાંઇ કરી શકતાજ નથી. ભલમનસાઈ તો ભલાઓની સાથે હોય. આવા હઠીલાઓતો સત્તાથીજ માને. મેં બાઇને આજીજીયો કરવામાં લગારે મણા રાખી નથી પણ તેણી નામ બતાવવાનું હાજ પાડતી નથી."

નવાબ સાહેબ—"ધોરણ અને કાયદાથી વધુ કશુંએ કરવાની મ્હારી મનાઈ છે. તમે બીજી કોઈએ યુક્તિ વાપરો."

ઇન્સપેકટર—"બાઈ પરદેનશીન ન હોત તો કોઈ યુક્તિ કાઢી શકાત પણ પરદાનો વાંધો આવે છે"

નવાબ સાહેબ—"તમે હજુ એકવાર વધુ પ્રયત્ન કરી જુઓ. તેણી નામ નહીં બતાવે તો કયાં જશે? હવે તમે જાઓ."

ઈન્સપેકટર સલામ કરી ચાલતો થાય છે. નવાબ સાહેબે ન્હાના શેઠને બંગલે થએલાં રમખાણ વિષે તેને કાંઈ પુછ્યું નહીં એની તેને તાજુબી થાય છે. જ્યારે તે હજુરમાં આવ્યો ત્યારે તેના મનમાં એ વિષે મ્હોટી ધાસ્તી હતી કે નવાબ સાહેબ જરૂર પોલીસ

ઉપર ક્રોધાયમાન થશે અને કહેશે કે આવી રીતે ધાડ પડે અને બદમાશો ન પકડાય એ પોલીસની મ્હોટામાં મ્હોટી નાલેશી છે. પણ નવાબસાહેબે એ પ્રકરણ ખોલ્યું નહીં તેથી તે ખુશ થયો અને સીધો પોતાની ઓફીસે આવ્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

### નવાબ સાહેબ અને દીવાન સાહેબ.

આજે નવાબસાહેબને પેલી રૂપમણીવાળો પત્ર યાદ આવે છે એટલે તરત દીવાન સાહેબને બોલાવે છે. દીવાન સાહેબ આવે છે ત્યારે એ પત્ર તેમને આપી કહે છે—

"આ વિષે આપણો બંદોબસ્ત કરવો જોઈયે."

**દીવાન સાહેબ**—"એ બાઈ એ વિષે આપણને એક અરજી આપે તો તેવા લગ્ન તરત અટકાવી શકાવાય."

**નવાબ સાહેબ**—"તેવી અરજી ન આપે તો શું આ પત્ર ઉપરથી અટકાવી શકાવાય નહીં!"

**દીવાન સાહેબ**—"અટકાવી શકાવાય, તો પણ તેવી અરજી આપે તો વધારે ધોરણસર થયું ગણાય. આતો તેનો એક ખાનગી કાગળ કહેવાય. વળી તે બાઇ માણસ છે તેને ફરી જતાં વાર ન લાગે. મને એનો ઘણો અનુભવ છે. માટે એ પ્રમાણે સુચવું છું."

**નવાબસાહેબ**—"હું નથી સમજતો કે તેણી ફરી જશે."

**દીવાનસાહેબ**—"ત્યારે એનો પુરતો બંદોબસ્ત થઇ જશે એ વિષે આપ નચિંત રહો."

**નવાબસાહેબ**—"બીજું મ્હારા કાને ઘણીવાર આવ્યું છે કે વહીવટખાતા તરફથી ગામડાનાં લોકોને ઘણા કનડવામાં આવે છે. સરકારી નોકરો ગામડેથી પોતાને ઉપયોગી વસ્તુઓ જેવી કે દુધ ઘી ઘાસ—લાકડાં અનાજ વિગેરે મરજી મુજબ મંગાવે અને પુરતી કીંમત આપ્યા વગર પુરી કીંમતની પહોંચ લખાવી લે છે. આથી

ગરીબ ગામડીયાઓ હયરાન થાય છે. માટે હવેથી એવું ન બને એનો પણ પુરતો બંદોબસ્ત કરો."

દીવાનસાહેબ—"આપ ફરમાવો તે, એ વિષે બંદોબસ્ત કરવામાં આવે. હું જ્યારે ગામડાઓમાં જાઉં છું અને લોકોને પુછું છું ત્યારે તેઓ તેવું કશું મને કહેતા નથી. ગામડાના લોકો તેવી કોઈ પણ વસ્તુ પુરી પાડવાને બંધાએલા નથી. તેઓ જો તેવી વસ્તુઓ વેચવા ન ચાહતા હોય તો ન વેચે અને કદાચ વેચે તો તેની પુરી કીંમત વસુલ કરે. જો કોઇ પુરી કીંમત ન આપે તો પુરી કીંમતની પહોચ ન લખી આપે અને અહીં ફરિઆદ આવે. આહીં તેની ફરિયાદ સાંભળનારા કયાં નથી?"

નવાબસાહેબ—"ગરીબ બીચારા ગામડીયાઓ ફરીયાદે આવતાં બીહે છે. તેઓ મોહટા અમલદારો આગળ બોલી શકતા નથી. માટે તેઓ ફરીયાદ કરી શકે તેવા હિમ્મતવાન બને તે અગાઉ આપણે તેવું થતાં અટકાવવાનો બંદોબસ્ત કરીએ એ ઉત્તમ રસ્તો છે."

દીવાનસાહેબ—"એ વિષે આપણે સખતમાં સખત હુકમો કાઢેલા છે. સર્વ વાતોના ધોરણો બાંધેલા છે છતાં એ બાબત અટકતી નથી."

નવાબ સાહેબ—"જુઓ, એ વિષે મેં આ હુકમ લખી રાખ્યો છે હું સમજું છું કે એનાથી કાંઈ ચેક રહેશે."

દીવાન સાહેબ તે હુકમ વાંચે છે—

"અમારા જાણવામાં આવ્યું છે કે અમારા રાજ્યના કેટલાક ખાતાના નોકરો ખસુસ વહીવટ ખાતાના નોકરો ગામડેથી પોતાના વપરાશની ચીજો જેવી કે દુધ—દહી—ઘી—ઘાસ—લાકડાં—ગોળ—અનાજ વિગેરે ઝબરદસ્તી હવાલદાર અગર પોલીસ પટેલ મારફત મંગાવે છે અને તેની પુરી કીંમત તેમને ચુકવતા નથી. એટલુંજ નહીં પણ નામની કીંમત આપી પુરી કીંમતની પહોંચો લખાવી લે છે. બીચારા ગરીબ ગામડીયાઓ બ્હી જઈ તેવી પહોંચો લખી આપે છે. અમારા નોકરોની આવી હલકી ચાલ ચલગત પ્રતિ અમે તિરસ્કાર બતાવીયે

છીયે. અમે એવા કેટલાક નોકરોને ઓળખીયે છીયે અને તેમની એવી ચાલચલગત વિષે અમને ખાત્રિ થઈ ગઈ છે. પણ અમે એક-વાર રહેમ કરવા માંગીયે છીયે અને તેમની થઇ ગએલી બદીને દર-ગુજર કરીયે છીયે. પણ આયંદાથી અમે એ દરગુજર કરી શકીશું નહીં. અને તેવો કસુર કરનારાને સખતમાં સખત સજા કરીશું. આ હુકમની એક એક નકલ દરેકે દરેક ખાતામાં પ્રત કરવી અને એક એક નકલ દરેક ગામડામાં જાહેર જગ્યાઓએ ચોઢાવી દેવી જેથી ગામડાના લોકો સમજી સકે કે તેઓ રાજ્યના નોકરોને તેવી ચીજો પોતાની મરજી વિરૂદ્ધ આપવાને બંધાએલા નથી. ગામડાંના લોકો એ વિષે જે કાંઈ ફરિયાદ કરવા ચાહતા હશે તે અમે જાતે સાંભ-ળીશું. પણ તેઓએ ખોટી ફરિયાદ કરવી નહીં એ તેઓએ ખાસ યાદ રાખવું. તા. સદર

નવાબ સઆદતખાં

દીવાન સાહેબ—"સારૂં છે. એમાં કાંઈ હરકત નથી. નોકરો લગાર વધારે હુશિયાર અને સાવધાન થઈ વર્તશે. અવાર નવાર એવા હુકમો નીકળતા રહે તો એમાં કાંઈ ખોટું નથી."

નવાબ સાહેબ—"ન્હાના શેઠના બંગલે ધાડ પ[illegible] વિષે તમારો શું અભિપ્રાય છે?"

દીવાન સાહેબ—"હું એ વિષે ઘણો વિચાર કરૂં છું પણ કાંઈ સમજાતું નથી. કહેવાય છે કે હુમલો કરનારાઓ ગ્રહસ્થ જેવા લુગડામાં હતા. પણ તેમની પાસે રીવોલ્વર કયાંથી આવી એ સમજાતું નથી. જો એમજ હોય તો તેઓ ચોર તો નજ હોવા જોઈયે. હું તો સમજું છું કે તેઓ શેઠાણીને એકલાં સમજીને કાંઈ જુદાજ ઇરા-દાથી ગએલા હોવા જોઈયે, પણ સારા ભાગ્યે આપણા કામદાર ત્યાં હતા. મને એક બીજીએ કલ્પના થાય છે અને તે એ છે કે કદાચ તેઓ આપણી પોલીસના અમલદારોમાંના કોઇ હોય. કારણ-કે તેમના શીવાય બીજાની પાસે રીવોલ્વર હોવી સંભવિત નથી. વળી એક બીજું પણ શંકાનું કારણ છે. જ્યારે એ ધાડ પડી ત્યારે

થોડાં દિવસથી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ તરફથી રાતના પાસ-વર્ડ વ્હેંચાતા હતા. આ પાસવર્ડ પોલીસના અમલદારો જાણે એટલે તેઓ નિર્ભય હોય અને પકડાયા વિના નાસી છુટે. નહીં તો ફેર થાય છતાં ન પકડાય એ તો ઘણું કહેવાય."

નવાબ સાહેબ અધીરા થઇ પુછે છે—

"જો આપણા પોલીસ અમલદારોમાંના કોઈ હોય તો તેમને ત્યાં જવાનું શું પ્રયોજન હોઇ શકે?"

**દીવાનસાહેબ**—"એ મોહટો સવાલ છે, જો તેઓ શુદ્ધ નિષ્ટાથી ગયા હોય તો તેમણે નાસવાની અને રીવોલ્વર વડે પુર-બીયાને જખ્મી કરવાની કશી અગત્ય ન હતી. એટલે મ્હારી સમજતો એમજ થાય છે કે તેઓ કાંઇ બુરી નિષ્ટાથી અથવા બદ નજરથી ત્યાં ગએલા હોવા જોઈયે......હું ચોક્કસ કહી શકતો નથી અને મ્હારે કહેવુંએ ન જોઇયે, તો પણ હું એટલું તો જાણું છું કે ઘણાઓને શેઠાણીની ચાલચલગત વિષે કાંઇ ઉંચો ખ્યાલ નથી. પોલીસના માણસો કાંઇ ઉંચા ચારિત્રના હોતા નથી એટલે તેમના વિષે એવી શંકા કરવામાં કાંઈ વાંધો નથી...શેઠાણી જુવાન છે, લગાર વિલાસી સંભળાય છે. પણ લોકોની ખાનગી ચાલચલગત સાથે આપણે કશો સંબંધ ન હોઇ હું એ તરફ ધ્યાન દેતો નથી. આપણે તો કામથી કામ રાખવાનું હોય. જો એવી પારકી પીડા કરવા જઇયે તો રાજ્યનું ગાડું એક દીવસ પણ ગબડાવી શકીયે નહીં. વળી એથી આપણા હાથે આપણા રાજ્યના આબરૂદારોની ફજેતી થાય અને તે અનિષ્ટ છે માટે ધોરણસર અને કાયદેસર જે થતું આવે તે ખરૂં અને બાકી બધું ખોટું."

**નવાબ સાહેબ**—આપણા પોલીસ અમલદારો અગર બીજા નોકરો જો તેવી હલકી ચાલ ચલગતના હોય તો આપણે તેમને ડીસમીસ કરવા ઘટે."

**દીવાનસાહેબ**—"તેવી ખાત્રિ થાય તો બેશક તેમ કરીયે, પણ મેં તો આ શંકાની વાત કીધી."

**નવાબસાહેબ**—" શેઠાણીની ચાલચલગત સારી નથી એ તમે કોની પાસેથી જાણ્યું ?"

**દીવાનસાહેબ**—" મ્હારા પાસે અનેક ચર્ચાઓ આવે, પણ એ બધી મ્હારાથી મનાય નહીં. કોઈ મિત્ર હોય, કોઇ શત્રુ હોય, ફાવે તેમ કહે. મ્હારો મુદ્દો એવો છે કે સાંભળવું બધાનું પણ કરવું ધોરણથી અને કાયદેસર, એથી રાજ અને રૈયત બન્નેનું પણ રહે છે."

**નવાબસાહેબ**—" જો શેઠાણીની ચાલ ચલગત તમે કહો છો તેવી હોય તો શું એ હકીકત શેઠ જાણતા નહીં હોય ?"

**દીવાનસાહેબ**—" કદાચ જાણતા હોય તો કરે શું ! જો બોલે છે તો ઉલટો ફજેતો થાય છે. માટે ખુદાવિંદ ! એમાં કાંઈ માલ નથી. આપણે તે કાંઈ જોવાનું નથી. " મીંયા બીબી રાઝી તો કયા કરે કાઝી " એ કહેવત કાંઈ ખોટી નથી."

નવાબસાહેબ વિચારમાં પડી જાય છે. દીવાનસાહેબ દેખાય છે તે કરતાં વધારે ઉંડા છે એમ તેમને ખાત્રિ થાય છે. તેમને પોતાના મનની વાત ઉઘાડી પાડવાનું મન થાય છે પણ આણંદરાવ સાથેના વચનના કારણથી ચુપ થઈ જાય છે. કેટલીક વાર સંજોગો અને તેથી ઉપજતા અનુમાનો માણસને કેવા ઉંધા રસ્તે દોરનાર હોય છે એ તેમને દીવાનસાહેબ તથા પોલીસ ઉપરથી દેખાય છે. આ કીસ્સામાં ખરી હકીકત તદ્દન જુદી છે છતાં લોકો કેવી કેવી કલ્પનાઓ કરે છે અને કેવા કેવા ઉંધા દોરવાય છે એ તેમને જાણવા જેવા અને વિચારવા જેવું લાગે છે. નવાબસાહેબ વિચારે છે કે " મીયાં બીવી રાઝી તો કયા કરે કાઝી " એ કહેવત બેશક સત્ય છે અને તે લાંબા અનુભવ પછી કહેવાઈ છે. ત્યારે શું મ્હારે ચુપ થઈ બેસી રેહેવું અને મને જે વિચાર સ્ફુર્યો છે તેને અમલમાં ન મુકવો ?

---

## પ્રકરણ ૨૬ મું.

### અમીનાબેગમ અને ઇન્સ્પેકટર.

જ્યારે ઈન્સ્પેક્ટર અમીના બેગમને ત્યાં આવે છે ત્યારે બપોરનો વખત હોઇ અમીના બેગમ પોતાના બચ્ચાંઓને લઈ જોહરની નમાઝ પઢતી હોય છે. નમાઝથી ફારેગ થઈ અમીનાબેગમ ઇન્સ્પેકટરને અંદર બોલાવી ચીકની પાસે બેસાડે છે અને બાજુમાંથી એક પાડોશીને બોલાવી તેની મારફતે અમીના બેગમ ઈન્સ્પેકટરને કહે છે:—

"તુમ ફિર કયું આએ? તુમ્હારે બારબાર આનેસે લોગોંકો કુચ્છકા કુચ્છ શક હોતાહે, ઓર મુઝ ગરીબકી આબરૂ જાતી હે."

**ઈન્સપેકટર**—"તમે એક ખાનદાની અને સમજુ બાઈ છો. તમે સમજી શકો છો કે અમો પોલીસની નોકરી કેટલી હલકી છે! તમને જે પાંચસો રૂપીયા આપવામાં આવ્યા અને તે તમે મારવાડીને ભર્યા તે રૂપીયા છમ્મીજાન તવાયફના ચોરાએલા રૂપીયા હતા એમ માનવાને અમને ઘણા કારણો છે. માટે તમે એ રૂપીયા આપનાર ધણિનું નામ બતાવો એટલે પછી તમારે ત્યાં મ્હારે આવવાનું કારણ રહે નહીં. અને નહીંતો એ ચોરીનું તોહમત તમારા માથે આવશે."

**અમીનાબેગમ**—"મુઝે રૂપે દેનેવાલા સખશ ચોર નહીં હે. ઉસ્ને મુઝે સખ્ત મનાઈ કી હે. જો મનાઈ નહીં હોતી તો મૈં ખુશીસે ઉસ્કા નામ બતા દેતી."

**ઇન્સપેકટર**—"જો તે ધણિ ચોર ન હોય તો નામ બતાવવામાં શું વાંધો છે?"

**પાડોશી**—"બ્હેન! નામ બતાદો. પોલીસકે ફઝીતેમેં પડનેમેં માલ નહિં."

**અમીનાબેગમ**—"ભાઈ સુનો ઓર ઈન્સાફ કરો. જબ મારવાડી મેરે સાથ ઝગડતા થા ઓર મુઝે નહીં સુનાને જેસી બાતેં સુનાતાથા તબ ઉસ્કી બાતેં યેહ ખુદાકા બંદા સુનતાથા. ઉસ્કો મારવાડીપર ગુસ્સા આયા ઓર મુઝપર રહેમ ખાયા. ઉસવક્ત તો વોહ

ચલા ગયા, કુચ્છ ન બોલા લેકીન સુભ્હસેં વોહ મેરે મકાનમેં ઘુસ આયા ઓર મેરે સામને પાંચસો રૂપે રખકર કહેને લગાકે લે યેહ રૂપે ઉસ મારવાડીકો ચુકાદે, મગર મેરી એક બાત યાદ રખ અગર કોઇ પુછે કે રૂપે કહાંસે લાઈ તો મેરા નામ ન બતાના. જો મેરા નામ બતાએગી તો નુકસાન પાએગી. અબ તુમ્હી કહો ભાઇ કે વોહ મેરે પર ઐસા એહસાન કરે ઓર મૈં ઉસકા નામ બતાવું ?"

**પાડોશી**–"મગર યેહ સરકારી દરબારી કામહૈ. ઈસ્મેં હમ લાચાર હૈં. યેહ ઇન્સપેકટર સાહબ અચ્છે હૈં, તુમકો સમઝાતે હૈં, નહિંતો ફવરન સખ્તી કરના શરૂ કર દેવેં તો હમારા કયા ચલ સકતા હૈ ?"

**ઈન્સપેકટર**–"એજ વાત છે. સરકારી દરબારી કામ છે ત્યારે તો મ્હારે આટલા આગ્રહથી પુછવું પડે છે નહીંતો મ્હારે શું લેવા દેવા હતા ? બાઈ ! તમે જે હકીકત કહી તે હકીકતથી તો મ્હારો શક વધે છે. એણે એટલું મોહટું નેકીનું કામ કર્યું–કોઈ ન કરે તેવી તમારી મદદ કીધી–ખાસ અણીને ટાણે તમારે કામ આવ્યો–એમાં તો એની કીર્તિ નીકળે તેવું છે. છતાં તે શા માટે એ બાબત છુપાવવા માંગે છે એ સમજાતું નથી. આજે કોઈ એવી રીતના એહસાન કરતું નથી, કોઇને ગળેથી રૂપીઓ છુટતો નથી. આ વળી કાંઈ ન્હાની સુની રકમ નથી. હા, મફતના રૂપીયા આવ્યા હોય અને તે એમ આપવામાં કાંઇ હેતુ હોય તો એમ બની શકે. માટે નામ બતાવો અને મને સખત થવાની ફરજથી બચાવો."

**અમીના બેગમ**–"ઈન્સપેકટર સાહબ ! ખુદાકે ઐસે બહોત નેક બંદે ઈસ દુન્યામેં હૈં કે જો ખુદાકે નામપર અપની સબ દૌલત લુટા દેતે હૈં. મૈં ફિર કહેતી હું કે તુમ્હારા શક ગલત હૈ ઓર વોહ શખ્સ ચોર નહીં હૈ. તુમ્હેં જો કરના હો સો કરો, મૈં તો મેરી ઝબાનસે ઉસ્કા નામ નહીં બતાઉંગી."

ઈન્સપેકટર ઘણો મુંઝાય છે. છોકરાને જોઈ તેને વિચાર આવે છે, કે આ છોકરો જાણતો હશે માટે તેને પુછું. એટલે તે કહે છેઃ–

" ઠીક, તમને નામ બતાવવાની મનાઈ કીધી છે પણ આ છોકરાને તો મનાઈ કીધી નથીને ? "

ઇન્સપેકટર મોહટા છોકરાને કાંઈ સમજાવે ફોસલાવે છે અને કાંઈ ધમકાવે પણ છે. પહેલાં તો છોકરો પોતાની મા સામે જુવે છે અને કહેતાં અચકાય છે. પણ ઇન્સપેકટરના રોઆબમાં આવી બોલી દીયે છેઃ-

" રહમતશાહ કલન્દર અમ્મીકો રૂપે દે ગએથે " રહમતશાહ કલંન્દરનું નામ પડતાં ઈન્સપેકટર ઠંડો ગાર થઇ ગયો, તેના હાથ પગનું ચેતન ઉડી ગયું. તે રહમતશાહને ઓલીયા માનતો હતો, રહમતશાહમાં તેને આસ્થા હતી. રહમતશાહની આશિષને કારણે ત્થા "અંખીયાં રવશન" કહેવાના કારણે આ ચોરી પકડવાની તેને આશા બંધાઈ હતી. રહમતશાહ એ એક મસ્ત ફકીર હતો. એને પુછવું કેમ અને ખરી હકીકત મેળવવી કેમ એ એક મોહટો સવાલ થઈ પડયો, રહમતશાહનું નામ ન લેવાયું હોત તો સારૂં થાત એમ તેને લાગ્યું. તેણે બાઇને વળી પુછ્યું "શું ખરેખર આ રૂપીયા રહમતશાહે તમને આપ્યા હતા ? "

અમીના બેગમ-" મને ન પુછો."

ઈન્સપેકટર-" બાઈ! તસ્દી માફ કરજો-તમે તો છુટી ગયા પણ હું મોહટી આફતમાં ફંસાયો, મ્હારે એમને પુછવું કેમ ? "

તે ત્યાંથી સીધો બજારમાં આવ્યો. રહમતશાહ અને તેની આસપાસ સેંકડો માણસોનું ટોળું જોયું. રહમતશાહ ખડખડ હંસતા હતા અને અંખીયાં રોશન-અંખીયાં રૈશન કહી નાચતા હતા. ઇન્સ-પેકટર લોકોને ખસેડી તેમની સન્મુખ જઇ રહ્યો. રહમતશાહ તેની સામે જોઈ ઘણું હંસ્યા, ઈન્સપેકટરે કહ્યું " બાપુ કૃપા દ્રષ્ટિ કરો." રેહમતશાહ વળી હંસ્યા અને લોકોને ચીરી નાશી ગયા. ઈન્સપેકટર મોંહ વિકાશી ને ત્યાં ઉભો રહ્યો.

---

# પ્રકરણ ૨૭ મું.

## નવાબ સાહેબને રીપોર્ટ.

નવાબસાહેબ આણંદરાવની સાથે કાંઈ મસલેહતમાં છે. જાલમસીંહ બહાર ઉભા ઉભા અકળાય છે, હજુરીઆને પુછે છે. "અલ્યા કહે તો ખરો કે આ આણંદો આજકાલ કેમ આંહી આંટા દઈ રહ્યો છે ?"

**હજુરી**—"અમને તો કાંઇ ખબર પડતી નથી કાકા ! પણ સાંભળ્યું છે કે આણંદરાવ કોઇ નાટક કમ્પની ઉભી કરવાની ખટપટ કરે છે. નવાબ સાહેબ બેગમ સાહેબની સાથે એ વિષે કાંઇ ચર્ચા કરતા હતા એ ઉપરથી એટલું જાણવામાં આવ્યું છે. ખેલ હજુર પોતે લખી આપનારા છે; કમ્પની તૈયાર છે. માત્ર હજુરનો લખેલો ખેલ એ કમ્પની ભજવશે અને આણંદરાવની દેખરેખ રહેશે."

**જાલમસીંહ**—"એ વળી નવું ધતીંગ શું જાગ્યું ! આજકાલ નવાબસાહેબની પ્રકૃતિની કાંઈ ખબર પડતી નથી. શિકાર સાવ મુકયો, મુજરો બીલકુલ તજ્યો; જ્યારે જુવો ત્યારે કામ અને કામ, હવે પ્રભુ કરે તે ખરૂં."

એટલામાં પોલીસ ઇન્સપેકટર ત્યાં આવે છે જાલમસીંહ તેને કહે છે "હજુર હમણાં કામગીરીમાં છે. હું કયારનો બેઠો બેઠો તપું છું. આવો તમે પણ બેસો. હા પેલી ચોરીનું શું થયું ! એ મામલામાં અમે તમને ઘણા સાચવ્યા છે. તમારે ત્યાં મુજરો થયો હતો તેથી હજુર હાડોહાડ ગયા હતા, અમે ઠંડા પાડ્યા. ટાણે અમે હતા એ ઠીક થયું."

**ઈન્સપેકટર**—"તમે અમારા હિતેચ્છુ છો ને ! તમે ન સાચવો તો બીજું કોણ સાચવે ? જાલમસીંહ ભાઈ ! હવે નોકરી કરવાની મઝા રહી નહીં. ઉપરીયોના જાપ્તા વધી ગયા, વિશ્વાસ ઉઠી ગયો, લોકો મોઢે ચઢી ગયા, કોઈને પતજ કરતા નથી ને ? એમાં આ

છાપાઓવાળા તો સાવ ફાટી ગયા છે, જુવોને તમારા માટે કેવું લખ્યું હતું ?"

**જાલમસીંહ**—" એ બધો નવાબસાહેબની દખલગીરીનો પ્રતાપ. અંદર પેલો આણંદો આવ્યો છે. કોણ જાણે શું શું ઉંઠા ભણાવે છે ?"

**ઇન્સપેકટર**—" હા, મેં પણ સાંભળ્યું છે કે નવાબ સાહેબ તેને અવાર નવાર બોલાવે છે."

**જાલમસીંહ**—" કહે છે કે નાટક કમ્પની ઉભી કરવાનો વિચાર ચાલે છે. ભુત જઇને પલીત જાગશે. ઇન્સપેકટર ! કળજુગ આવ્યો છે કળજુગ ! નહીં તો રાજાને વળી આવા નાટકીયા ધંધા સુઝે ?"

આણંદરાવ બહાર નીકળ્યો, બન્ને સામે લગાર સ્મિત કરી ચાલતો થયો. એકલા ઇન્સપેકટરને અંદર બોલાવવામાં આવ્યા, જાલમસીંહ લાચાર થઈ હાથ ઘસતાં બહાર બેસી રહ્યા.

" કહો શું હકીકત લાવ્યા ?" નવાબસાહેબે પુછ્યું.

**ઇન્સપેકટર**—" અમીના બેગમે નામ બતાવ્યું. જેનું નામ બતાવ્યું તે માણસ કોઇપણ રીતે ચોરી કરે તેવો નથી તેમજ તેની પાસે રૂપીયા પાંચસો જેવી રકમે હોય નહીં. વળી તે પકડી શકાય તેવો પણ છે નહીં. એટલે મ્હારી મતી તો સાવ મુંઝાઈ ગઈ છે."

**નવાબ સાહેબ**—" એવો કયો માણસ છે ?"

**ઇન્સપેકટર**—" રહમતશાહ કલન્દર."

નવાબસાહેબ નામ સાંભળી સ્તબ્ધ થઈ જાય છે. રહમતશાહ ચોરી કરે નહીં તેમ તે બાઇને આપવા તેમની પાસે પાંચસો રૂપીઆ જેવી રકમ હોય નહીં, એ તો કોઇની પાસેથી પાઈ પૈસો લેતા નથી. કોઈ આપે છે તો ફેંકી દે છે એ હકીકત નવાબસાહેબ જાણતા હતા તેથી આશ્ચર્ય પામે છે.

**ઇન્સપેકટર**—" હું છમ્મીજાનને મળીને આવું છું. તે કહે છે કે જ્યારે તે ધર્મશાળામાં આવી ત્યારે રહમતશાહ ધર્મશાળામાં

હાજર હતા. છમ્મીજાનને જોઇને તેમની રીત પ્રમાણે હશ્યા હતા. ખુદાવિંદ ! રહમતશાહ મસ્તાન ફકીર અને ઓલીયા માણસ છે. એ ચોરી ન કરે એ નક્કી છે. તો પણ મ્હારી તાજુબી વધતી જાય છે. રહમતશાહ તે બાઈને આપવા એવડી મોહટી રકમ ક્યાંથી લાવ્યા હશે એ જાણવા જેવું છે પણ રહમતશાહને એ હકીકત પુછવી કેમ ?"

**નવાબ સાહેબ**—" બેશક તેઓ ચોરી કદી કરે નહીં. પણ તમે કોઈ પણ યુકિત કરી તેમની પાસેથી એ હકીકત કઢાવો."

**ઈન્સપેકટર**—"મને તો કોઇ યુક્તિ સુઝતી નથી. વળી હું તેમના શ્રાપ (બદ દોઆ) થી ઘણો બીહું છું, તેમનાજ આશિર્વાદના કારણે હું આ ચોરીની તપાસમાં આટલે દરજે પહોંચી રહ્યો છું. જ્યારે આપે મને ધમકાવ્યો હતો, ત્યારે હું ઘણો ગભરાઇ ગયો હતો. આપને મ્હારા ઉપર ચોરી કરાવ્યાનો શક આવ્યાનુ જાણી મને ઘણો રંજ થયો હતો, હું એજ ચિંતામાં જતો હતો, તેવામા મને રહમતશાહ મળ્યા. મેં તેમને કૃપા દૃષ્ટિ કરવાની વિનંતી કીધી; તેઓએ ખોબો ધુળ ભરી મ્હારી આંખોમાં નાંખી અને કહ્યું કે "અંખીયા રોશન" એ હકીકત બનતાં હું સમજ્યો હતો કે તે ચોરી જરૂર પકડીશ. જુવો ખુદાવિંદ ! આમારી નોકરી હલકી છે ? જેને હું ઓલીયા માનતો હોંઉ તેનેજ મ્હારે ચોર તરીકે પકડવો એ કેટલું હિણપદ લગાડનારૂં છે ? માટે હવે આ બાબત માંડી વળાય તો મોટી દયા થાય, એટલી મ્હારી વિનંતી છે."

**નવાબ સાહેબ**—" એ માંડી વાળી કેમ શકાય ? તમારે તો તમારી ફરજ બજાવવાની છે. ફરજ બજાવવામાં હિણપદનો ખ્યાલ હોય નહીં. મેં સાંભળ્યું છે કે વ્હેલાં સવારે તેમની પ્રકૃતિ શાંત હોય છે. અને જેનાથી રીઝાય છે તેની સાથે સારી રીતે વાત કરે છે. માટે તમે તેમને સવારે વ્હેલા મળો."

**ઇન્સપેકટર**—" ઘણું સારૂં નામદાર ! હું મ્હારાથી બનતો

પ્રયાસ કરીશ. " પછી ઇન્સપેકટર ત્યાંથી રજા લે છે જાલમસીંહ અંદર આવે છે. નવાબ સાહેબ પુછે છે.

" આજ આ વખતે આવ્યા જામલસીંહ ! કાંઈ છે ! "

**જાલમસીંહ**—" હું અરજે આવ્યો છું. તે દિવસે આપ મ્હારા ઉપર ગુસ્સે થઈ ગયા હો એમ મને લાગ્યું તેથી માફી માંગવા આવ્યો છું. આપની મરજી ન હોય તો હું ત્રીજું ઘર કરવા ચાહતો નથી. મેં તો હજુરની મરજી જોઇ હતી તેથીજ હા ભરી હતી. "

**નવાબ સાહેબ**—" તમારા ઘરવાળાંઓની તરફથી બદનામી ન મળે એ ખાતર હું એમાં ભાગ લેવા ચાહતો નથી. બીજું કાંઈ કારણ નથી. "

**જાલમસીંહ**—" તંઈ યે એની તો આપે ખાત્રિ રાખવી. એ બન્ને તો ઉલટા ઉતાવળાં થઇ રહ્યા છે. સામે મોઢે ઉઘરાણી કરે છે.

આ પ્રમાણે નવાબસાહેબને છેતરે છે તેથી નવાબ સાહેબ મનમાંને મનમાં ગુસ્સે થાય છે. અને તેથી નવાબસાહેબે જે બાઝી રચી હતી તેનો અર્ધ ભાગ ભજવાઈ ગયો હતો તે બાઝી પુરેપુરી ભજવવાનો નવાબસાહેબ દૃઢ નિશ્ચય કરે છે અને જાલમસીંહને કહે છે. " તમારે મ્હારો સંકોચ રાખવો નહીં. "

**જાલમસીંહ**—" આપનો સંકોચ તો પહેલાં. આપ અમારા અન્નદાતા, આપ થકી શોભાયે. પણ આપ એમાં નારાજ નથી એથી મને સંતોષ થયો. "

**નવાબસાહેબ**—" ચાલો એ તો થઇ રહેશે. ગોર ગયા છે તે ફરીને આવશે, આજે મ્હારે તકીશાહને તકીયે જવું છે. તમે આવો છો ? "

**જાલમસીંહ**—" હુકમ હોય તો હાજર છું ? "

પછી નવાબસાહેબ અંદર લુગડાં પહેરવા જાય છે. ગાડી હાજર થાય છે ત્યારે નવાબ સાહેબ પધારે છે અને જાલમસીંહને લઇને તકીશાહના તકીયા તરફ રવાના થાય છે.

---

# પ્રકરણ ૨૮ મું.

## તકીશાહની મુલાકાતે

રસ્તામાં નવાબ સાહેબનું એક ગામ આવતું હતું. નવાબ સાહેબના તકીશાહની મુલાકાતે જવાના સમાચાર આપવા આગમચથી એક ઘોડેસ્વાર દોડાવવામાં આવ્યો હતો તેનાથી ખબર સાંભળી ગામના પટેલ ચોપટીયા વિગેરે સત્કાર કરવાને ઉભા હતા. નવાબ સાહેબની ગાડી જ્યારે પાદરમાં આવી અને સહુને ઉભેલાં જોયાં ત્યારે ગાડી રોકી, લોકોએ ઝુકી ઝુકી સલામો કીધી. નવાબ સાહેબે કુશળતા પુછી, પટેલે જવાબ આપ્યો "હજુરના પ્રતાપે અમે સહુ સુખી છીયે. આપ નામદારની જય ગાઇયે છીયે અને દુઆ દઇયે છીયે."

**નવાબ સાહેબ**—"તમને કોઈ તરફથી કશી કનડગત અને રંજાડતો નથી ને ? જો હોય તો સાફ સાફ કહી દેશો, લગારે ડરશો નહીં."

**પટેલ**—"ના સાહેબ ! કશી કનડગત અને રંજાડ નથી. હજુરની રૈયત ઉપર દયા હોય તો રંજાડ કેવી રીતે હોઈ શકે ? અમે તો એક અરજ કરવા ઉભા છીયે. અમે ચોરામાં ચા તૈયાર રખાવ્યો છે તે આપ પીઇને પધારો. અમ ગરીબોનો એટલો સત્કાર કબુલ કરો તો મ્હોટો ઉપકાર થાય."

**નવાબ સાહેબ**—"ઘણી ખુશીથી."

પછી સહુ ગાડીમાંથી ઉતરી ચોરે આવે છે. ચોરામાં તેઓએ માટીની હાંડલીમાં, ચા સાકર અને દુધને ભેગું ઉકાળી ચા તૈયાર કર્યો હતો. ટીનના પ્યાલામાં ચાં ભરી નવાબ સાહેબ આગળ મુક્યો. એ જોઈ જાલમસીંહ બોલ્યા:—

"અલ્યા અનાડી છો કોણ છો ? હજુરને આવી ચા હાલે ? એમને તો ચા સાકર દુધ બધું નોખું નોખું જોઇયે અને આ ટીનના પ્યાલા ? ઈ પણ ન હાલે. ગામમાં કોઇને ત્યાં ચીનીના પ્યાલા રકાબી નથી ? કોઈ સારૂં માણસ આવે તો એની આગળ ધરવા ગામ

ખાતે એટલો સામાન રાખવો જોઈયે કે નહીં ? માળા મુરખા નહીં તો ?"

**નવાબ સાહેબ**—" નહીં. જાલમસીંહ એ રહેવા દયો. મને આ ચા ઘણો પ્રિય છે. આ તેમની ખરી મોહબ્બતની ચા છે, મને એ નિખાલસ અને ભોળા લોકોના નિખાલસ સત્કારમાં ઘણો આનંદ આવે છે."

**પટેલ**—" બાપુ અમે ગામડીયા કહેવાઇયે. અમને એટલા બધાં વિવેક ન આવડે, અમે તો બે હાથ જોડી ઉભા રહી જાણીયે, માફ કરો આપે અમારો સત્કાર કબુલ કર્યો એ મોહટી દયા કીધી."

**નવાબ સાહેબ**—" પટેલ તમારા સાદા સરળ અને નિખાલસ ગામડીયા જીવનમાં જે આનંદ રહેલો છે તે શહેરના ઠાઠમાઠવાળા અને દમામ ભર્યા જીવનમાં નથી. અમે તમારો સત્કાર કેમ ન કબુલીયે ? તમે કાંઇ અમારાથી જુદાં છો ?"

આવો વિવેક સાંભળી પટેલ હર્ષમાં આવી ગયો. તેણે ગામના છોકરાઓને વ્હેંચવા સાકર મંગાવી અને નવાબ સાહેબને પગે પડયો.

**નવાબ સાહેબ**—" હવે રાજ્યના નોકરોમાંના કોઇ પુરતી કીંમત વિના પોતાને જોઈતી વસ્તુઓ તમારી પાસેથી હકુમત વડે મંગાવતો નથી ને ?"

**પટેલ**—" ના નામદાર ! હજુરનો હુકમ નીકળ્યા પછી ઇ વાતનું પુરૂં સુખ થઈ ગીયું છે. હજુર ! અમો ગામવાળાઓની એક અરજ છે. જો સાંભળો તો કહું."

જાલમસીંહ બ્હીન્યા કે આ માળા કોઇની શિકાયત કે ફરિયાદ તો કરતા નથી ને તેથી નવાબ સાહેબ જવાબ આપે તે અગાઉ ઝટ બોલી ઉઠયાઃ—

"હમણાં તો હજુર તકીયે પધારે છે. અરજનું ટાણું નથી. અરજ કરવી હોય તો રાજધાનીમાં આવજો."

**નવાબ સાહેબ**—" નહી, નહી, જાલમસીંહ, હું એમની અરજ હમણાંજ સાંભળીશ. કહો પટેલ શું છે ?"

**પટેલ**—" અમારી એ અરજ છે કે આપ ઘણા લાંબા વખ-

તથી શિકારે પધાર્યા નથી માટે આપ સઘળા દાયરા સાથે આંહી શિકારે પધારો અને આ ગામમાં બે ચાર દહાડાનો મુકામ રાખો તો અમે બધા બહુ ખુશ થઇયે."

**જાલમસીંહ**—" ઈ વાત સાવ સાચી છે શિકારે તો કોણ જાણે કયારે પધાર્યા હતા."

**નવાબ સાહેબ**—" મેં હાલ શિકાર મુકી દીધો છે નહી તો ખુશીથી આવત."

**પટેલ**—" બાપુ ! શિકાર મુકી દો તો અમારો ધાણુજ નીકળી જાય ને ? ઇ તો પાછો ચાલુ કરો. અમે જુઠું નહીં બોલીયે, એસાં અમારો સ્વાર્થ છે આજકાલ શિકાર ઘણો વધી ગયો છે, મહીનાઓથી સીમમાં કોઇ ધડાકો ભડાકો થયો નથી એટલે ભુંડાં અને હરણીયાં હડીયા પટી કરી અમારાં મોલ માલને બગાડે છે. બધાંએ ગામોની શીમોમાં ઈજ રાડ છે. માટે જો ઇ આપ ઓછા કરો તો મોહટી દયા થાય."

નવાબ સાહેબને તેમની આ અરજની ઘણી તાજુબી થાય છે તેથી કહે છે, " તમે શિકારની સામે મોઢે માગણી કરો છો પણ શહેરના બીજા હીન્દુઓ તો એ સામે સખત પોકાર કરે છે ?"

**પટેલ**—" ઈ શહેરવાળા શું સમજે ? એમને નુકશાન ભોગવતું પડતું હોય તો ધણીએ ખબર પડે અમને તો ઈ જાનવરો એટલાં રંજાડે છે કે ત્રાસ છુટે છે. અમે રખોપીયા રાખી રાખીને પણ થાકયા. માળા હળ્યાં છે તે ટળતાંજ નથી. એક તો રખોપીયાનું ખરચ માથે પડે છે અને બીજું મોલ માલના નુકશાનનો માર પડે છે. સાહેબ ! સાથે સાથે વરૂઓ પણ વધી પડયાં છે. અમારા ઢોરોને પણ નુકશાન કરે છે ગમે તે ગામના માણસને પુછી જુવો."

**જાલમસીંહ**—" ઇ વાત સાવ સાચી છે. મ્હારા ગામના માણસો પણ ઈ રાડ લઇને આવ્યા હતા. મ્હેં તો મ્હારા જમાદારને કહી દીધું કે રોજ જેટલાં બને તેટલાં ધબેડે રાખ. અમારા ગામમાં એક વાયડો છે, ઈ કહે કે એમાં અમારી લાગણી દુઃખે છે. મ્હેં

કહેવરાવ્યું કે એમ હોય તો ગામ મુકીને હાલતો થા. માળો ચુપજ થઈ ગયો."

નવાબ સાહેબ—"(પટેલને) હું એ વિષે બંદોબસ્ત કરાવી આપીશ. કહો, હવે કાંઈ વિશેષ કહેવું છે?"

પટેલ—"નહીં નામદાર! બસ ઈજ કહેવુ હતું. પ્રભુ આપનો જય કરો. હજુરના દર્શન થયાંથી ગામના માણસો ઘણા રાજી થાય છે."

હજુર ત્યાંથી તાકીદે આવે છે, તકીશાહ તેમને સત્કારી પોતાના હુજરા (ઓરડા) માં લઇ જાય છે. જાલમસીંહ તકીશાહને પગે પડે છે. તકીશાહ જાલમસીંહને કહે છેઃ—

"ઠાકોર! તમે આજ ઠીક નીકળી આવ્યા? તમને જોઈ ને ઘણો ખુશ થયો." (નવાબસાહેબને) "જાલમસીંહ ઘણાં જુના છે. મરહુમ નવાબસાહેબની મેહફિલના માણુસ છે, તમે એમને જાળવી રાખ્યા છે એ જોઇ હું ઘણો ખુશ થાઉં છું."

જાલમસીંહ—"આપતો ઈ વખતની જાહોજલાલી જાણો છો. હજુરે પણ મને એવોજ રાખ્યો છે. મ્હારા ઉપર એમની ઘણી કૃપા છે."

નવાબ સાહેબ—"પણ તમે ત્રીજું ઘર કરો છો એ વાત તો કરો."

તકીશાહ—"શા સારૂ?"

જાલમસીંહ—"અવલાદ સારૂ. અવલાદનો મોહ તો હોયને સાહેબ?" તકીશાહ જાલમસીંહને સારી પેઠે ઓળખતા હતા એટલે એ વિષે બીજું કાંઈ ન કહેતાં એટલું બોલ્યાઃ—

"ભલે, ભલે મુબારક! પણ ઠાકોર આપણી ઉમર શાદીને લાયક તો નહીંજ."

જાલમસીંહ—"પણ આપ કરતાં તો હું ઘણો ન્હાનો છું. એમાં ઉમરનો વાંધો નહીં આવે."

**તકીશાહ**—" હા. એ વાત ખરી છે." (હજુરને) ઘણાં ખુશ-મિઝાજ અને રમુજી સ્વભાવના છે. મરહુમ નવાબસાહેબ અને એમની વચ્ચે ઘણી રમુજ ચાલતી. કેટલીક વાર તો રમુજની હદ ન રહેતી. પણ ઠાકોરતો નવાબસાહેબને રીઝવેજ રાખતા.

**નવાબ સાહેબ**—" મ્હારી સાથે પણ એમજ વર્તે છે. હું ગમે તેવી રમુજ કરૂં. કેટલીવાર તો સમજું કે તેમને માઠું લાગશે પણ તેઓ મન ઉપર લાવતાજ નથી.

**જાલમસીંહ**—" આપ અન્નદાતા છો, એ અમારી ફરઝ છે.

**નવાબ સાહેબ**—" પણ રમુજની હદ હોવી જોઈયે, એટલું તો અમે સમજીયે."

**જાલમસીંહ**—" આપના હાથે ગમે તેવી રમુજ થાય, જો એ વિષે મનમાં રોષ આવે તો પછી અમારા માથે જાત નહીં. હા બીજાના હાથે થાય તો ન સાંખી શકીયે."

**નવાબ સાહેબ**—"હું તો ઘણીવાર તમારાથી બીહું છું કે રખેને તમને માઠું લાગશે."

**જાલમસીંહ**—" અરે એ શું બોલો છો ? આપને તે એવી બ્હીક હોય ?"

**નવાબ સાહેબ**—" ત્યારે જો કોઇ દિવસ તોરમાં એવી બની જાય તો માફ કરજો."

**જાલમસીંહ**—" અરરર ! એવું ન બોલો, કોઇ દિવસ અજમાવી જુવો તો ખબર પડે."

**નવાબ સાહેબ**—" તમારો ભરૂસો છે."

પછી નવાબ સાહેબ તકીશાહને કહે છે:—

"મ્હારે કેટલીક ખાનગી વાત કરવાની છે. ફુરસદ હોય તો કહું."

જાલમસીંહ ઉઠીને બહાર ચાલ્યા જાય છે,

નવાબ સાહેબ તકીશાહને કહે છે:—

" મેં આપનો હુકમ બરાબર ઉપાડયો છે. શિકાર બિકાર તદ્દન મુકી દીધો છે."

તકીશાહ—"હા, એ હું સાંભળું છું. હું ઘણોજ ખુશ થયો છું. તમે શિકાર મુકી રાજ્ય કામમાં ધ્યાન પરોવી શરાબ જેવી બદી દુર કરી એ હકીકતો સાંભળી દુઆઓ દઉં છું."

પછી નવાબ સાહેબ છમ્મીજાન વાળી ચોરીની હકીકત કહે છે અને તેમાં રેહમતશાહ કલન્દર ઉપર શક ગયાનું સંભળાવે છે. તકીશાહ વિસ્મય પામી કહે છે—

"રેહમતશાહ ચોરી ન કરે. એમણે જો એ રૂપીયા લીધા હોય તો એમાં કાંઇ ફકીરી રમ્ઝ (ભેદ) હશે. તપાસ કરો, ખરી હકીકત મળી જશે. એ મજ્ઝુબ (મસ્તાન) ફકીર છે તો પણ ઈન્સાફના કામમાં આડાઇ ન કરતાં સીધા ઉતરશે."

નવાબ સાહેબ—"એ તપાસ ચાલુ છે. પણ આપે જાતે જોઇને ઇન્સાફ કરવાની નસીહત કીધી હતી તે ઉપરથી જાતે જોવા ગયો તો તેમાં હું ફંસાઈ ગયો."

પછી કામદાર વિષેનો આખો કીસ્સો સંભળાવે છે. તકીશાહ લક્ષ દઇ સાંભળે છે. જ્યારે પુર્ણ સાંભળી રહે છે ત્યારે કહે છે:—

"તમે મ્હોટી ભુલ કીધી. તમે તમારી હદ બહાર કદમ મૂકયો. કોઈની ખાનગી જીંદગીની સામે તમને શું સંબંધ હોઇ શકે? જો કે એમાં તમારી નિષ્ઠા શુદ્ધ હતી તો પણ એવી રીતની તપાસ કરવી તમારૂં કામ ન હતું. કોઇ પણ કાયદો તમારા ઉપર એવી ફરજ નાંખતોજ નથી. જ્યારે તમારા ઉપર એવી ફરજ નંખાએલી ન હોય ત્યારે તમારાથી એમાં માથું મારી ન શકાય. મેં તમને જે કહ્યું હતું કે "જાતે જુવો અને ઈન્સાફ કરો" તેનો અર્થ આવી રીતે જોવાનો ન હતો. તેનો અર્થ એટલોજ હતો કે રાજ્યનું જે કામ તમારી જાતે કરવાનું હોય તે જાતે કરો. તમારે કરવાનું કામ બીજાઓને ન સોંપો. અને એ પણ તે કામ કે જે કુદરતી ક્રમે તમારી પાસે આવતું હોય તે કરો. વારૂ એ બધું જોયા પછી તમે શું કર્યું?"

નવાબસાહેબ—"મેં કાંઈ કર્યું નથી. શું કરવું એ સુઝતું નથી. છાપાવાળાઓ બુમો મારે છે કે પુરબીયાને જખમી કરનારા

બદમાશોને પકડો અને સખત સજા કરો. આપે છાપાવાળાઓને જાપ્તામાંથી મુક્ત કરાવરાવ્યા ખરા, પણ મ્હારે કહેવું જોઇયે કે આપણા છાપાવાળાઓ જુમ્મેદારીની સાથે કશું લખતા નથી. પોલીસ એ ધાડપાડુઓને શોધે છે. રીવોલ્વરના ખાલી કારતુસનું ખોખું પોલીસના હાથમાં આવ્યું છે કદાચ તે ઉપરથી તે મ્હારી રીવોલ્વરનો પત્તો મેળવી શકે. જોકે તે મ્હારી જાત વિષે તો શંકા કરી શકતા નથી અને શંકા કરે તો મને કહી શકતા નથી તો પણ પોલીસ એ શોધમાં મારી મારી ફરતી હોય અને હું ચુપ રહી તમાશો જોયા કરૂં તે મને સારૂ લાગતું નથી."

**તકીશાહ**—" બેશક એ એક પ્રકારનું છળ કહેવાય તો પણ તમારી હાકિમ તરીકેની પ્રતિષ્ઠાનો સવાલ એમાં આડો આવે છે. તમે ખરેખરી વાત કહો તો ઘણા એ ન માને. જોકે તમારી સત્તા આગળ સહુ લાચાર છે તો પણ બદનામીનો એમાં ભય રહે છે. મ્હારે બીજીવાર કહેવું પડે છે કે તમે એમાં ગંભીર ભુલ કરી દીધી છે. બીજાઓના છિદ્ર જોવામાં કદી સુખ હોતું નથી. વારૂ તમે કામદારનું શું કીધું ?"

**નવાબસાહેબ**—" એ વિષે હજુ હું વિચાર કરૂં છું. એને નોકરીમાંથી ડીસમીસ કરવા ચાહું છુ......જો કે હું મ્હારી સત્તાની રૂએ એને ડીસમીસ કરી શકું છું તો પણ હું ડીસમીસ કરવાના કારણ સાથ તેને ડીસમીસ કરૂં એ વધારે પસંદ કરૂં છું, પણ મુશ્કેલી એ છે કે તે નોકરીમાં લગારે કસુર કરતો નથી અને દરેક કાર્યમાં પુરો સંતોષ આપે છે. જો કારણ દર્શાવ્યા વગર તેને ડીસમીસ કરૂં તો મ્હારા બીજા નોકરો ભડકી જવાનો ભય રહે છે અને તેમના ઉપર હું કેવી સખત દેખરેખ રાખું છું એ તેઓ જાણી શકતા નથી."

**તકીશાહ**—" એ પણ ખરૂં છે."

**નવાબ સાહેબ**—"હું એવું ચાહું છું કે તે ડીસમીસ થાય અને બીજાઓને આયંદા ચેતીને ચાલવાની નસીહત મળે એવી કોઈ યુક્તિ હાથ લાગે તો મ્હારી મેહનત ફળીભુત થઈ કહેવાય. નહીં તો

રૈયતમાં ધાડપાડુઓ નહીં પકડાવાના કારણે અસંતોષ રહે. મેં જે સુધારાઓ માટે આટલું જોખમ ખેડયું તે કોઈની જાણમાં ન આવે અને નોકરો નિડરના નિડર રહે."

**તકીશાહ**—" કાંઈ વિચાર્યું છે !"

નવાબ સાહેબ પોતાની ગોઠવેલી એક બાજી સમજાવે છે. તકીશાહ ધ્યાન પૂર્વક સાંભળી કહે છેઃ-

" પણ એથી ન્હાના શેઠની અને તેના કુટુંબની આબરૂને ધકકો પહોંચશે. "

**નવાબ સાહેબ**—" એ વિચાર મને પણ આવે છે. પણ એથી રૈયત અને રાજ્યના અમલદારો ઉપર સારી અસર પડશે."

તકીશાહ કાંઈ વિચાર કરી કહે છેઃ—

" તમે નગરશેઠના ન્હાના ભાઇ કહ્યા ને ? હું તેને સારી પેઠે ઓળખું છું, મહા ખટપટી અને લુચ્ચો માણસ હોવા ઉપરાંત મ્હોટો ધનલોભી છે. ધન સંગ્રહ કાજે ઘણી રમતો રમ્યો છે. વળી તેણે જવાનીમાં બદચલનીના કારણે ઘણાં કુટુંબોની આબરૂ લીધી છે. માટે એવાની આબરૂને ધકકો લાગે તો હરકત નહીં. બદી દુર કરવાની નિય્યતથી આપણે એ કાર્ય કરીયે છીયે એટલે વાંધો નહીં."

નવાબ સાહેબ તકીશાહનો ટેકો મળવાથી ખુશ થાય છે, પછી ત્યાંથી રજા લઈ ખૈરાબાદ પાછા આવતા રહે છે.

## પ્રકરણ ૨૯ મું.

### રેહમતશાહની મુલાકાત.

ઇન્સ્પેકટર રેહમતશાહને મળવા ઘણાં ફાંફાં મારે છે પણ રેહમતશાહ હાથ આવતા નથી. નવાબસાહેબ તાકીદ ઉપર તાકીદ કરે છે. પણ ઈન્સપેકટરની હિમ્મત ચાલતી નથી તેમ તેને તેવો અનુકુળ પ્રસંગ હાથ આવતો નથી. રેહમતશાહ એક ખંડેર મકબરામાં પડયા રહેતા હતા. તે જગ્યા ભયાનક અને ડરામણી હતી. આજે સવારે ઈન્સપેકટર અરડલીના બે માણસો લઇ આ મકબરે વ્હેલો આવે છે અને મકબરામાં

દાખલ થાય છે. મકબરો શુન્યકાર હતો. અંદર કોઈ હતું નહીં. ઈન્સપેક્ટર અંદર ઉભો ઉભો ચારે તરફ જુવે છે. તેને કોઇ માણસ ઉંઘતો હોય અને તેના નસકોરા બોલતાં હોય તેવો અવાજ સંભળાય છે. આ અવાજ એક જુની ખોદેલી કબરમાંથી આવતો હોય એમ તેને લાગ્યું. ઇન્સપેક્ટર ઘણોજ બીહે છે. શુ રેહમતશાહ આ કબરમાં હશે? હિમ્મત કરી તે ત્રણે જણા કબરની પાસે જઇ અંદર જુવે છે તો તે ખાલી હતી, પણ અંદરથી અવાજ બરાબર આવતો. ત્રણે જણાના રૈમે રોમમાં ભય પૈવસ્ત થઇ જાય છે. તેઓ મકબરાની બહાર નાશી આવે છે અને એક વડના ઝાડ નીચે બેસે છે. રેહમતશાહ રાતરે બાર વાગે આ મકબરામાં દાખલ થયા હતા એવી ચોક્કસ બાતમી તેમણે મેળવેલી હોઇ ત્યાં બેઠાં બેઠાં તેમની રાહ જોવી ઉચિત સમજે છે, રેહમતશાહ કબરની પડખે બગલી કબર ખોદી અંદર પડયા રહેતા હતા એટલે જોઈ શકાતા ન હતા. એકલાક પછી રેહમતશાહ મકબરાની બહાર નીકળે છે, ઇન્સપેક્ટર દોડીને પગ પકડી લે છે. રેહમતશાહ ગુસ્સે થઈ કહે છે:—

"ફકીરોંકે પીછે કયું પડા હૈ? દેખ, હમ મસ્ત હૈં. હમકો ચૈનસે રહેને દે, નહીં તો હમ ભાગ જાએંગે."

**ઇન્સપેક્ટર**—"નહીં બાપુ! આપ ચૈનથી રહો, આપને સતાવે તેનો જીવ લઇ નાંખીએ. માત્ર એટલું કહો કે છમ્મીજાન તવાયફના પાંચસો રૂપીયા આપે લીધા છે?"

**રેહમતશાહ**—(ઘણાજ ગુસ્સામાં આવી) "મેં ચોર હું મરદૂદ કે છમ્મીજાન કે રૂપે લું?............વોહ રૂપે તો મેરે થે "ઉસ્મેં છમ્મીજાન કે બાપકા કયા થા? ચલ નિકલ અંખીયા રૌશન?"

ઇન્સપેક્ટર ડરી જઇ પગ મુકી દે છે ને વિચારમાં પડી જાય છે? આ વળી નવીન વાત નીકળી. બાપુ કહે છે કે તે રૂપીયા છમ્મીજાનના કયાં હતાં, એતો મ્હારા રૂપીયાં હતા. તે લગાર હિમ્મત લાવી વધુ પુછવા જાય છે પણ રેહમતશાહ તેને ધમકાવી ત્યાંથી છટકી જાય છે. ઇન્સપેક્ટર હાથ ઘસતો ઉભો રહે છે. ત્યાંથી તે સીધો નવાબ

સાહેબની હજુરમાં આવે છે અને સર્વ હકીકત નિવેદન કરે છે નવાબ સાહેબ છમ્મીજાનને બોલાવી લાવવા સવાર મોકલે છે. છમ્મીજાન હાજર થાય છે. હજુ નવાબ સાહેબ છમ્મીજાનને કાંઇ કહે તે અગાઉ રેહમતશાહ ખુદ અંખીયા રૌશન અંખીયા રૌશન કહેતા અને ખડખડ હસતા મહેલમાં દાખલ થાય છે અને નવાબ સાહબની કુરસી ઉપર ચઢી બેસે છે.

છમ્મીજાનને જોઇને લાલચોળ થઇ જાય છે. એ જોઇ છમ્મીજાન ધ્રુજે છે. રેહમતશાહ તેને કહે છે:—

"ક્યું હરામઝાદી! મેરે રૂપે મેં લે જાઉં તો ચોર?"

તરતજ નવાબ સાહેબ તરફ ફરી ગુસ્સામાં તેમને કહે છે "ક્યું નવાબ! તેરે કરનેકા કામ મેં કરૂં તો ચોર?"

નવાબ સાહેબ અને છમ્મીજાન બન્ને સ્તબ્ધ થઈ જાય છે. નવાબ સાહેબ તેમનાં પ્રશ્નનો મતલબ સમજવા પ્રયત્ન કરે છે. રેહમતશાહ વળી છમ્મીજાનને કહે છે:—

બોલ હરામઝાદી! વોહ રૂપે કિસ્કે થે? કેહદે ઉસ્કા અભી ઇન્સાફ હો જાય."

**છમ્મીજાન**—"આપકે થે. મુરશદ! મેં ખુદ આપકી હું."

**રહમતશાહ**—"યુંહ અલલટપ્પુ બાત મત કર. સાફ સાફ કેહ દે હરામઝાદી કહીં કી?"

મહેલમાં નોકર ચાકર ઘણાં એકઠાં થઈ ગયા હતા. રહેમતશાહને ગુસ્સે થએલાં જોઇ સો ધ્રુજતા હતાં. જાલમસીંહતો એમજ કહેતા હતા કે "આ બધા મૂરખ થઈ ગયાં છે. ઓલીયાની છેડતી કરે છે તો પસ્તાશે."

રહમતશાહ છમ્મીજાનને ગાળો પર ગાળો ભાંડે છે અને કહે છે "જલ્દી બોલ હરામઝાદી! ઈન્સાફ કી બાતમેં દેર નહીં ચાહીયે. સુના દે, વોહ દો સાલ પહેલેકી બાત સુના દે."

છમ્મીજાન રહમતશાહના પગ પકડી લીયે છે. રહમતશાહ ખડખડ હસે છે અને અંખીયા રૌશન અંખીયા રૌશન કહે છે.

**છમ્મીજાન કહે છે**—" દો સાલપર જબ મેં ખૈરાબાદમેં આઈ ઓર ધરમસાલામેં ઠેહરી તબ રહમતશાહ ધરમસાલામેં થે, મેંને ઉન્કો દેખકર કહા " મુરશદ ( ગુરૂ ) મેરે હકમેં દોઆ ( પ્રાર્થના ) કરો." ઉન્હોંને ( તેઓએ ) કહા " મૈં મુફ્ત ( ફોગટ ) દોઆ નહીં કરૂંગા કુચ્છ પૈસે દિલવા ( અપાવ ) તો દોઆ કરૂં." .........મૈંને કહા " જો ચાહો સો માંગો." ઉન્હોંને કહા " ચલ પાંચસો રૂપે લા ".........મૈંને કહા " પાંચસો રૂપે તો મેરે પાસ નહીં." ઉન્હોંને કહા " મિલ જાએંગે " ......મૈંને કહા " નવાબ સાહબકે પાસસે પાંચ હઝાર રૂપ્યોંકા ઈનામ મિલેગા તો પાંચસો રૂપે આપકો નઝર ( ભેટ ) કરૂંગી." ઉન્હોંને કહા " જા તું પાંચ હઝાર ઇનઆમ મિલેગા—મગર યાદ રખકે ફકીરોંસે દિલલગી અચ્છી નહીં.".........ખુદાકી કુદરત મુઝે હઝુરકી તરફસે પાંચ હઝાર રૂપે મિલે, મુઝે રહમતશાહ યાદ આએ પાંચસો રૂપે એલાહેદા ( જુદો ) બાંધકર રખે જબ વોહ આએ તબ મૈંને પેશ કીયે ( ભેટધર્યા ) વોહ રૂપે દેખકર હંસે ઓર બોલે મેં કયા કરૂં ?" મેંને કહા " યેહ આપકે હૈં." ઉન્હોને કહા " સચ કહેતી હે ?" મૈંને કહા " જીહાં મુરશિદ " ઉન્હોંને કહા " **યેહ પાંચસો રૂપે તેરે પાસ મેરી અમાનત ( થાપણ ) રખ, જબ ચાહુંગા તબ લે જાઉંગા બોલ, મનઝુર હે ?" મેંને જવાબ દિયા " બહોત અચ્છા. જૈસી મુરશિદકી મરઝી.** "

રહમતશાહ ખૂશ થઇ બોલી ઉઠયા—

" શાબાશ હરામઝાદી ! રન્ડી હે મગર સચ કહેતી હે મેરી અનામત (થાપણ) થે. મેં લે ગયા. (ઇન્સપેકટરને) બોલ અબ યેહ રૂપે મેરે થે કે છમ્મીજાનકે ?"

**ઇન્સપેકટર**—" બાપુ ! આપના હતા. "

**રહમતશાહ**—" ઇસ્કા નોકર ચા પીને ગયા થા. ધરમસાલાકે બાહેર ચા પીતા થા. યેહ ( છમ્મીજાન ) નાચને ગઇ થી. કમરેપે સંકલથી, મેંને ખોલા, પેટીકો કુફલ ( તાલા ) દેના યેહ હરા-

મઝાદી ભૂલ ગઇ થી. મૈંને પેટી ખોલી ઔર મેરી અમાનત લે ગયા અંખીયા રોશન "

રહમતશાહને આવી રીતે શાંત પ્રકૃતિથી વાત કરતાં જોઇ સહુ વિસ્મય પામ્યા પણ તકીશાહે કહ્યું હતું કે "એ અર્ધ મજઝુબ ફકીર છે તો પણ ઇન્સાફના કામમાં આડાઇ ન કરતા સીધા ઉતરશે" એ અક્ષરે અક્ષર ખરૂં પડયું. આથી નવાબ સાહેબને હિમ્મત આવી અને તેઓ બોલ્યા " મગર મુરશિદ ! અમાનતભી છમ્મીજાનકો કેહ-કર લે ગયે હોતે તો બેહતર હોતા. "

રહમતશાહ—" કેહકર ન લે ગયા તો કયા ચોરી હુઇ ! ચોરી હુઇ હો તો ભેજદે જેલમેં, જેલમેં રહુંગા, લેકિન નવ્વાબ યાદ રખ, ઉસ પારસા ( નેક ) ઔરતકી મદદ ન કરતા તો વોહ ઉસ મારવાડીકે હાથસે હલાલ હો જાતી ઔર ઇસ્કા ગુનાહ તેરે સરપર હોતા. તુ શહેરકા હાકિમ હોકર ગરીબોં મિસ્કીનોં ઔર મુફલિસોંસે એસા ગાફિલ ? ! અપના પેટ ભર લિયા તો બસ ભૂખોંકા અલ્લાહ બેલી ? નવ્વાબ ! અંખીયા રૈશન. યાદ રાખ, ખિલાકર ખા. પ્હેનાકર પ્હેન. જો હંસાતા હૈ વોહ હંસતા હૈ, જો રૂલાતા હૈ વોહ રોતા હૈ. અંખીયા રૈશન. "

તરતજ આડી અવળી બકવાસ ઉપર ચઢી ગયા. તેમની પ્રકૃતિ બદલાઇ ગઈ. નવાબ સાહેબની આંખો રોશન થઇ ગઇ. તેમને દેખાયું મ્હારા શહેરમાં આવા ગરીબ મીસ્કીનો વસે છે, છતાં હું ગાફિલ રહું છું. નવાબસાહેબ રહમતશાહના કદમ ચૂમી લે છે અને કહે છે " ત્હારી આવી મસ્તીપર હજારો નવાબીયો કુરબાન થાઓ. મસ્તીમાં પણ ઇનસાની હમદરદીનો આટલો બધો પાસ ? ખરેખર ખુદાના રંગમાં રંગાએલાઓનો એવોજ પ્રભાવ હોય છે." રહમતશાહ વધુ મસ્તીમાં આવે છે " હોવલ હક ( તેજ સત્ય છે ) " નો નારો મારે છે અને બેહોશ થઈ જાય છે. છમ્મીજાન પંખો ઝીલે છે.

ગુલાબજળ છાંટવામાં આવે છે, નવાબસાહેબ ઈન્સપેક્ટરને કહે છે "તમે તમારી નોકરી બજાવી છે. આ મસ્ત અને મજ્જુબ ફકીર છે તેના માટે કોઇ કાયદો હોઈ શકે નહી માટે એ વિષે હવે કાંઈ કરવાપણું રહેતું નથી...આ ચોરી વિષે મને પોલીસ ઉપર શક આવ્યો હતો. સંજોગોએ છમ્મીજાનને અને છાપાવાળાઓએ મને એ રસ્તે ચઢાવી દીધો હતો. પણ એ શક ઉપરથી મેં તમને કશું નુકશાન પહોંચાડયું નહીં એ માટે હું ખુદાનો શુકર બજાવી લાવું છું. ઈસ્લામે કેવું સત્ય શિક્ષણ આપ્યું છે ? "કોઈના ઉપર બદગુમાની કરો નહીં" જો એ બદગુમાનીના કારણે મેં તમને ડીસમીસ કર્યો હોત અગર તમને બીજું કાંઈ નુકશાન દીધું હોત તો ખરેખર આજે મ્હારે શરમાવું પડત. બેશક શક પડતા સંજોગો ઉપર આધાર રાખી કોઈ પણ કાર્ય કરવાં એ કેવી મૂર્ખાઇ છે."

**છમ્મીજાન**—"મેં બહોત શરમિન્દા હું, મેરે સબબસે આપ સબ લોગોંકો બહોત તકલીફ હુઇ. (નવાબસાહેબને) આપને મુઝે પાંચસો રૂપે દીયે હેં વોહ અબ મેં આપકો પીછે દે દુંગી કયું કે મેરે રૂપે ગએહી નથે. વોહ રૂપે તો રહમતશાહકે થે-"

**નવાબસાહેબ**—"નહીં મેં દી હુઇ ચીઝ પીછી નહીં લેતા" રહમતશાહ હોંશમાં આવતા જતા હતા, તે બોલી ઉઠયા "શાબાશ હરામઝાદી ! ઉસી મીસ્કીન શરીફ ઓરતકો દે દે."

"હોવલ હક ! "અંખીયા રૌશન" કહી મહેલમાંથી બહાર દોડી ચાલતા થયા.

નવાબ સાહેબ અમીના બેગમને પાંચસો રૂપીયા મોકલાવી આપે છે. તે ઉપરાંત અમીના બેગમને માસીક જીવાઈ બાંધી આપવાનો બંદોબસ્ત કરે છે. પોતાના રાજ્યમાં કોઇ પણ માણસ ભૂખ્યો ન રહે એ માટે અનાથ, રાંડીરાંડ, લુલા લંગડા, અપાજ મોહતાજ લોકોનું લીષ્ટ તૈયાર કરવા માટે એક કમેટી નીમે છે; રાજ્યમાંથી ખૈરાતી ખાતે જે જે ખરચો થતા હતા તે સર્વ ખેરાતી ખરચોની રીતસર વ્યવસ્થા કરે છે. કમેટી મારફત જેઓ કામ કરી શકે તેવા-

એને કુલે વસાડવાની અને જેઓ અપાજ હોય તેમને જીવાઈયો બાંધી આપવાની તજવીજ કરે છે આનું ખરચ ખેરાતી ખાતે નાંખવામાં આવે છે અને ખુટતી રકમ પોતાના જેબે ખાસમાંથી આપે છે. આમીના બેગમના બન્ને છોકરાઓને ભણાવવા સ્કોલરશીપો કરી આપે છે. છાપાવાળાઓ નવાબ સાહેબની આ પ્રવૃત્તિને ઘણી વખાણે છે. છમ્મીજાનને રહમતશાહના "હરામઝાદી" શબ્દના પ્રહારથી કોઈ એવો વૈરાગ ઉત્પન્ન થાય છે કે તે તાયફાના ધંધાને તૌબા કરી તિલાંજલી આપે છે અને પોતાની સર્વ મીલકત ખેરાત કરી દે છે અને નવાબસાહેબના એક અમીરના ઘરમાં નિકાહ કરી બેસી જાય છે.

---

## પ્રકરણ ૩૦ મું.

### જાલમસીંહનું ત્રીજું લગ્ન.

આજ રાત્રે જાલમસીંહના ત્રીજા લગ્ન થનાર છે. નવાબ સાહેબે જાલમસીંહને બનાવવાની આબાદ બાઝી ગોઠવી દીધી છે એટલે તે બાઝીના બેચાર સહચારીયો નિર્વિઘ્ને પોતાના પાઠ ભજવે જાય છે. જાલમસીંહને ત્રીજા ઘરના મોહમાં ખરી વાત દેખાતી નથી. બેચાર સહચારીયો વિનાના બીજા પણ ખરી હકીકત જાણતા નથી. બગીચાના મકાનને આજે શણગારવામાં આવ્યું છે. કન્યાની પધરામણી કરાવવા કાજે મહેલમાંથી બે દાસીયો હાજર રાખવામાં આવેલી છે. જાલમસીંહ હરખમાં સમાતા નથી નવાબ સાહેબ અને અમીરો તથા હજુરીયાઓએ સાંજના ૭ વાગ્યાથી બગીચે હાજરી આપી છે, સાંજનું ખાણું લીધા પછી નવાબ સાહેબ જાલમસીંહને કહે છે—

"આજ રાત્રે લખેલી પેલી મુરાદવાળો કાગળ તમારી પાસે છેને?"

**જાલમસીંહ**—"જી હા, ખુદાવિંદ ! કેમ ?"

**નવાબ સાહેબ**—"કાંઈ ભુલ ન થવા પામે એટલા માટે એણે લખેલો વિધિ વાંચી રાખો."

**જાલમસીંહ**—"એમાં ભુલ શું થવાની હતી ? ઇતો મને યાદ

છે. ઇ શરત આકરી છે, પણ હજુરની મરજી છે તો ઈ પણ કરી લઇશું."

**એક અમીર**—"હજુર સાહેબનું કહેવું સત્ય છે, એને વાંચી જોવામાં શું જાય છે? જ્યારે એ કરવુંજ ઠર્યું ત્યારે પાકે પાયે શા માટે ન કરવું?"

**જાલમસીંહ**—"ઈતો પાકે પાયેજ છે. લ્યો આ રહ્યો ઇ કાગળ" (પાઘડીમાંથી કાઢી બતાવે છે)

મુનશી તે કાગળ લઇ વાંચે છે—

"લગન કરકે કનયા આવે તો ઉસકે ચરન ધોઓ. ઝરૂર લડકા હો જાયગા."

જાલમસીંહ ધ્યાન પુર્વક સાંભળી કહે છે.—"પણ હજુર! મ્હારે ઈ ધોવા એવું લખ્યું નથી, કોઈ બીજું ધુવે તોએ ચાલે તેવું છે."

**નવાબ સાહેબ**—"ના, એ તો તમારેજ ધોવાના છે. એનો ખુલાસો તો એજ દીવસે રૂષિદેવે કરી દીધો છે."

**જાલમસીંહ**—"તઇંયે ભલે એમ."

**અમીર**—"તમે ચાંદીની ત્રાંસલી અને ચાંદીનો લોટો તેયાર રખાવેલ છે કે નહીં?"

**જાલમસીંહ**—"ઇ તૈયાર છે. પણ હજુ ગોર લઇને આવ્યા કાં નહીં? કાંઇ વિઘ્ન તો પડયું નહીં હોય ને!"

**નવાબ સાહેબ**—"વિઘ્ન પડે તો થઈજ રહ્યું ને?" એટલામાં મશાલોની રોશની દેખાઈ, જાલમસીંહ બહાર દોડયા ગયા, મયાનો અંદર લાવવામાં આવ્યો, એ દાસીયોએ આવી મયાનો ઉતરાવ્યો, અને બાકી રહેલો ચોરીનો ચોથો ફેરો વિધિસર ફેરવી દેવામાં આવ્યો. કન્યાને અંદર લઈ જઇ પાટલે બેસાડવામાં આવી, જાલમસીંહે અંદર જઈ તેના બન્ને પગ ધોયા. દાસીયોયે કહ્યું "હવે તમે બહાર જાઓ." જાલમસીંહે કહ્યું "લગાર મ્હેરો તો જોઈ લેવાદીયો."

**દાસીયો**—"એમ મફત મ્હેરો જોવાતો હશે?"

**જાલમસીંહ**—" અરે ઇનામ લેજો, પણ હમણાં એટલું તો થઇ જવા દયો ?" તરત તેમણે ઘુમટો ઉઘાડી ચ્હેરો જોયો. તેર ચૌદ વર્ષની મહા કાંતિવાન કન્યા જોઇ ખુશખુશ થઈ ગયા અને નવાબ સાહેબના પગમાં હાથ નાંખી બોલ્યા "ખુદા આપને ખુશ રાખે, આપે તો મ્હારૂં જીવતર સુધારી દીધું" સહુએ મુબારકબાદીઓ આપી. છમ્મીજાને નિકાહ કરી લીધાં હતાં એટલે બીજો તાયફો બોલાવ્યો હતો, તેણે મુબારક બાદીનું ગાણું ગાયું. સર્વત્ર ખુશી ખુશી થઇ ગઈ એટલામાં અંદરથી હાંફતી હાંફતી એક દાસી દોડી આવી અને નવાબ સાહેબ સામે હાથ જોડી ધ્રુજતી ધ્રુજતી બોલી "સરકાર! ગજબ થયો. **કન્યા તો છોકરો થઈ ગઈ !!!**"

**જાલમસીંહ**—( ગભરાઇને ) "કન્યા શું થઈ ગઇ ? લગાર સાદ કાઢીને તો બોલ ?"

**દાસી**—" છોકરો થઇ ગઇ "

**જાલમસીંહ**—" અરે પણ છોકરો શી રીતે થઇ જાય ? એવું તો કાંઈ બનતું હશે ? કાંઇ નશો બશો તો નથી કર્યોને ?"

**નવાબ સાહેબ**—" શું છોકરીનો છોકરો બની ગઈ ? જા, જા, ત્હારી ડાગલી ખસી ગઈ લાગે છે ?"

**દાસી**—" ના સરકાર ! હું શુદ્ધિમાં બોલું છું, જાલમસીંહભાઇ પગ ધોઈને બહાર નીકળ્યા એટલે કન્યા કહે છે કે કોઇ જટાધારી બાવાએ દેખાવ દીધો. આ બાવાએ તેના શરીર ઉપર હાથ ફેરવી છોકરીનો છોકરો કરી નાંખ્યો. એ જ્યારે છોકરીનો છોકરો બનતી હતી ત્યારે જાણે કોઇને જોઇને બ્હીતી હોય તેમ બ્હીતી ધ્રુજતી રાડું પાડતી હતી અને કહેતી કે "આ શું કરો છો ? મ્હારા પવિત્ર શરીરને કેમ અડો છો ?" અમે એ બાવાને ભાળતાં ન હતાં પણ એ ભાળતી હતી."

**જાલમસીંહ**—" વળી ઈ બાવો કયાંથી અંદર ગરી ગયો ? અને તમે શું કરતીયું હતી ?"

**દાસી**—"અમે ક્યાં એ બાવાને જોયો છે? એતો કન્યા જોતી હતી અને રાડું પાડતી હતી. કન્યા કહે છે "હાય હાય! હું તો છોકરો થઇ ગઇ."

**જાલમસીંહ**—"પણ આ શું? આતો કાંઈ નાક કપાવા જેવી થઇ!"

**નવાબ સાહેબ**—"જાલમસીંહભાઇ! તમે ઉશ્કેરાઓ નહીં. લગાર વાત સમજવા દયો, (બાંદીને) જા! એ છોકરો થઈ ગઈ હોય તો તું તેને બહાર લઇ આવ."

દાસી અંદર જઇને પાછી આવે છે અને કહે છે "એ બહાર આવવાની ના પાડે છે. કહે છે કે મને બહાર પુરૂષોમાં શરમ આવે. અત્યાર સુધી મેં કોઇ પુરૂષનું મોહ સુદ્ધાં ભાળ્યું નથી."

**નવાબ સાહેબ**—"જા એને સમજાવીને લાવ. છોકરો થઇ ગયા પછી પુરૂષોથી શરમાવાનું ક્યાં રહ્યું?"

**જાલમસીંહ**—"પણ આ કેવો ગજબ થયો? મ્હારૂં તો જીવતરજ બગડી ગયું ને?"

દાસીયો કન્યાને બહાર લાવે છે, કન્યા ઘુમટો ઉઘાડતી નથી. બધાથી શરમાય છે. નવાબ સાહેબ પુછે છે "શું થયું એ કહો."

**કન્યા**—(શરમાતી—શરમાતી) "ઈ મ્હારા ચરણ ધોઇને ગીયા કે તરત એક જટાધારી બાવાએ દેખાવ દીધો. મેં બ્હી જઇ બુમો પાડી, તે સીધો મ્હારા અંગ ઉપર આવ્યો. દાસીયો દોડી આવી પણ તેણીયો એને જોઈ શકતી ન હતી, તેણે મ્હારા શરીર ઉપર હાથ ફેરવી મને છોકરો બનાવી દીધો. મેં રડતાં કરગરતાં કહ્યું "આ શું કરો છો?" તેણે કહ્યું "જાલમસીંહની તને પરણવામાં એ મુરાદ હતી ને એ બ્રહ્મયંત્રનો ચમત્કાર છે." મ્હારે હવે શું કરવું મહારાજ?"

**અમીર**—"અરે આતો પેલા રૂપિદેવ હશે, લગાર પેલો મુરાદવાળો કાગળ તો કાઢીને વાંચી જુવો."

કાગળ કાઢીને ફરી વાંચવામાં આવે છે. અમીર કહે છે "ખરેખર

આમાં જે પ્રમાણે લખ્યું છે તેજ પ્રમાણે થયું. એતો બ્રહ્મયંત્રનો ચોખ્ખો ચમત્કાર થયો!"

**જાલમસીંહ**—"શું લખ્યું છે? અને એ પ્રમાણે શું થયું? મામલો શું બન્યો ઇ હું હજી સમજતો નથી. શું ખરેખર કન્યા છોકરો બની ગઇ!"

**અમીર**—"જુવોને આ તમારી સામે તો કહે છે! અને બ્રહ્મયંત્રે પણ એજ લખ્યું છે:—

**લગ્ન કરકે કન્યા આવે તો ઉસ્કે ચરન ધોઓ જરૂર લડકા હો જાયગા.**

તમે તેના ચરણ ધોયાં અને તે ખચિત છોકરો બની ગઇ પણ એના અરથ આપણને એજ ટાણે સુઝયાં હોત તો આ પીડા ન ઉભી થાત."

**જાલમસીંહ**—"તમે બધાં ભણેલા ગણેલા મૂવા હતા એ ટાણે એના અરથ સમજ્યા નહીં અને મ્હારો ધાણ કાઢયો!! (નવાબ સાહેબને) હવે આપ કહો તેમ કરૂં! મ્હારી તો મતીજ મુંઝાઇ ગઇ છે."

**નવાબ સાહેબ**—"એમાં વળી મુંઝાવાનું શું છે! તમારે છોકરાની મુરાદ હતી તે પુરી થઇ. ખરેખર આતો રૂષિદેવનો ચોખ્ખો ચમત્કાર!!"

**જાલમસીંહ**—"આવી રીતના છોકરાની મુરાદ ક્યાં હતી! હું એટલાજ વાસ્તે પગ ધોતાં અચકાતો હતો અને વિચારતો હતો કે આવી શરત તે ક્યાંય હોય! મેં જો પગ ન ધોયા હોત તો આ કાંઇ ન થાત, પણ તમે કોઈ માન્યા નહીં. પણ જે થવાનું હતું તે થયું હવે મ્હારે શું કરવું એ કહો."

**નવાબ સાહેબ**—પરમાત્માએ તમને પાળવા પોષવાની મ્હેનત વિના હાથો હાથ છોકરો દીધો એને રાખો."

**જાલમસીંહ**—"પણ ખુદાવિંદ! ઈ તો મ્હારી બાયડી કે મ્હારો છોકરો? જે સાંભળે તે મને શું કહે!"

**કન્યા**—" મને તો મ્હારાં માબાપને ઘેર મુકી આવો. મ્હારે આંહીં નથી રહેવું. જેવા લાવ્યા છો તેવા લઈ જાઓ."

**નવાબ સાહેબ**—" કહો જાલમસીંહ ! શું કહો છો ? આ ચમત્કારી છોકરો છે એને રાખી લ્યો,"

**જાલમસીંહ**—" ઈ જવા ચાહે છે તો ભલે એના માબાપને ઘેર જાએ મને મરજી થશે તો પછી બોલાવી લઇશ. હમણા તો એને જવા દીયો."

પછી તે છોકરો ત્યાંથી ગોરની સાથે તેના મા બાપને ઘેર વિદાય કરવામાં આવે છે, જે બે ચાર જણાં આ રમતને સમજતા હતા તે વિના બીજાઓ આ હકીકતને ચમત્કાર ગણી અતિ વિસ્મય પામે છે. જાલમસીંહ પણ એને ખરીજ હકીકત માને છે. પોતાના નશીબનો વાંક કાઢી હાથ ઘસતાં બેસી રહે છે, નવાબ સાહેબ તેમને અફસોસમાં જોઈ કહે છે. "જાલમસીંહ ! એમાં શું અફસોસ કરો છો ? એમાં તમારૂં શું ગયું છે ? તમારા નશીબમાં ત્રીજું ઘર લાગતું નથી એટલે એને છોકરો બનાવી દેવામાં આવ્યો."

**જાલમસીંહ**—" આખી પરણેલી બાયડી ગઈ એ થોડો અફસોસ છે ?"

**નવાબ સાહેબ**—"એને દત્તક લઈ લ્યો."

**જાલમસીંહ**—" બાયડીને છોકરો બનાવું ઇ કેમ બને ? મ્હારૂં તો પેલા જોગટાએ નાકજ વાઢી લીધું ? કોઇ પુછશે તો એને હું ઉત્તર શું દઇશ ?"

નવાબ સાહેવ સર્વ હાજર રહેલાંઓ અને આ હકીકત જોનારાંઓને સખત તાકીદ કરે છે કે આ હકીકત લગારે બહાર પડવા દેવી નહીં તેમજ હવે પછી એ વિષે કાંઇ વાત કરવી નહીં પેલા તાયફાને પણ એજ હુકમ દેવામાં આવે છે. નવાબ સાહેબ વધુ તાકીદ સાથે કહે છે કે આ હકીકત જો બહાર પડી તો એ હકીકત બહાર પાડનારને સખત શિક્ષા કરીશ. પછી સહુ ત્યાંથી જાલમસીંહને અફસોસ કરતાં મુકી પોત પોતાને ઘેર વિદાય થાય છે અને જાલમસીંહના ત્રીજા ઘરનો મોહ પુર્ણ થાય છે.

# પ્રકરણું ૩૧ મું.

## 'સત્ય પ્રકાશ' નાટક.

નવાબ સાહેબના હજુરીઓએ જાલમસીંહને જે બાતમી આપી હતી કે નવાબ સાહેબ આણંદરાવની સાથે મળી કોઈ નાટક કંપની ઉભી કરવાની તજવીજ કરે છે તે બાતમી ખરી નીકળી. આણંદરાવે નવાબ સાહેબની સુચના પ્રમાણે ગુપચુપ 'સત્ય પ્રકાશ' નામનું નાટક તૈયાર કરાવ્યું હતું. 'સત્ય પ્રકાશ'નો પ્લોટ નવાબ સાહેબની તકીશાહના તકીયે પધારવાથી તેમની અત્યાર સુધીની કાર-કીર્દીનો સંક્ષેપ્તમાં ગોઠવવામાં આવ્યો હતો. માત્ર પાત્રોના નામ જુદા રાખવામાં આવ્યા હતા. આજ રાતે એ 'સત્યપ્રકાશ' નું નાટક ભજવી બતાવવાનું હતું. નવાબ સાહેબ તરફથી શહેરના સર્વ આગેવાનો, સર્વ સમિતિયો અને છાપાઓના અધિપતિયોને તથા બીજા કેટલાક ગ્રહસ્થોને મફત ટીકીટો વ્હેંચવામાં આવી હતી, રાજ્યના સર્વ અમલદારો અને બીજા ન્હાના મ્હોટા નોકરોને પણ આ નાટક જોવા આવવાના હુકમો અપાયા હતા. નગર શેઠ અને ન્હાના શેઠના કુટુંબને પણ આમંત્રણ હતું.

રાતના સાડા નવ વાગે આખી નાટકશાળા ચિકાર ભરાઈ ગઇ હતી, પોલીસનો પુરતો બંદોબસ્ત રખાવવામાં આવ્યો હતો. નવાબ સાહેબ અને આણંદરાવ વખતસર હાજર થઇ ચુકયા હતા. બરાબર સાડાનવ વાગે નાટકનો પરદો ઉપડયો. એક મહાત્માનો આ-શ્રમ અને ત્યાં શિકારમાંથી પાછા આવતા એક રાજાની પધરામણીનો સીન રજુ થયો. લોકોને ઘણો પસંદ આવ્યો 'વન્સમોર' ઉપર 'વન્સમોર' થવા લાગ્યા, નાટક આગળ ચાલ્યું. જેમ જેમ નાટકનો પ્લોટ આગળ વધતો ગયો તેમ તેમ પ્રેક્ષકોને આ નવાબ સાહેબનો પોતાનો કીસ્સો છે એમ સ્પષ્ટ થતું ગયું. જ્યારે ન્હાના શેઠના બંગલાનો સીન આવ્યો અને તેમાં શેઠાણી અને કામદારની પ્રેમકથા રજુ થઇ ત્યારે તો પ્રેક્ષકોને ખાત્રીજ થઈ ગઇ કે પાછલે દરવાજેથી

ચર્ચા જોવા દાખલ થનાર પોતે નવાબ સાહેબ છે. શેઠાણી નાટક જોવા પધાર્યાં હતાં, જનાનખાનાવાળા બોકસમાં બેઠાં હતાં તે માથામાં સખત દરદ હોવાનું બ્હાનું કરી નાટકશાળા મુકી ચાલતાં થયાં. ખાનગી કામદાર ઉંચો નીચો થયો. નવાબ સાહેબ શાંત ચીતે સર્વની લાગણીઓને જોતા જતા હતા. સીન ચાલતો હતો. લોકોમાં શોર બકોર વધી ગયો. નાટકના નાયક પાત્ર રાજાને 'ધન્ય છે' 'ધન્ય છે' ના પોકારો વડે લોકો વધાવી લેવા મંડયા. ઘણાંક તો દિગ્મૂઢ જેવા થઈ ગયા.

રાજ્યના અમલદારો અને નોકરો વિચારમાં પડયા, પુરબીયો જખ્મી થયાનો અને પછી છાપાઓમાં " બદમાશોને પકડો " બદમાશોને પકડો ના શોર વાળો સીન રજુ થયો, ત્યારે લોકો છાપાવાળાને તિરસ્કારવા લાગ્યા. આ વખતનો લાભ લઇ નવાબ સાહેબ અને આણુંદરાવ સ્ટેજ ઉપર ચઢી ગયાં. નવાબ સાહેબને જોઈ ખાનગી કામદાર પણ સ્ટેજ ઉપર આવ્યો. તેણે નવાબ સાહેબના પગ પકડી લીધાં અને પગમાં પાઘડી ફેંકી દઈ આજીજીપૂર્વક બોલ્યોઃ—

" આ સર્વ યુક્તિ હું સમજી ગયોછું. હું મ્હારો ગુનાહ કબુલી લઉં છું. મને ચાહે તે શિક્ષા કરો. માલિક અને અન્નદાતા હો તો આપના જેવા ધિરજવાન હો."

સર્વ પ્રેક્ષકો સ્તબ્ધ થઈ ગયા, આખી નાટકશાળામાં શાંતિ પ્રસરી ગઈ. ચતુર હતા તે તરત સમજી ગયા. મંદ બુદ્ધિના કાંઈ ન સમજયા. તેઓ એક બીજાને પુછવા લાગ્યા કે આ શું થાય છે! ઘોંઘાટ વધી ગયો, નવાબ સાહેબે સહુને શાંત થવા દીધાં, પછી તેમણે સર્વને સંબોધી કહ્યુંઃ—

" કહો શું તમે આ રાજાને બદમાશ અને ગુન્હેગાર કહો છો ?"

સર્વ પુકારી ઉઠયા, " કદી નહીં, એ રાજાને તો અમે રામ રાજા કહીએ છીયે. એવા રાજા તો પ્રભુ સહુને દેજો."

**નવાબ સાહેબ**—" બેશક એ રાજાને કોઈની ખાનગી જીંદગીમાં માથું મારવાનો, પુરબીયાને જખ્મી કરવાનો કશો હક ન હતો,

પણ જેનાથી ગોળી આવેશમાં છુટી ગઈ–"

" વાક્ય પુરૂં થાય એ અગાઉ સહુ બોલી ઉઠયા "નહીં, નહીં, નગર ચર્ચા જોવી એ રાજાની ફરજ છે, રાજા એ ધણિ છે, માલિક છે તેને ખરૂં ખોટું જાણવા માટે બેશક એમ કરવું યોગ્ય છે."

**નવાબ સાહેબ**—" કામદાર વિષે મને જે કાંઈ કહેવામાં આવ્યું હતું તે હું કહેનારાના ઉપર વિશ્વાસ કરત ને માની લેત, પણ એથી મને જાતે જોવા જેવી ખાત્રિ થાત નહી. કાયદો અને ધોરણ કાંઇ જુદું કહે છે. પણ ઘણી ખરાબીયો કાયદા અને ધોરણની હદ બહાર રહે છે તે કાયદા અને ધોરણથી પકડી શકાતી નથી અને તેથી લોકો પીડાય છે. એવાં વખતે આવી જાતી સત્તા એવી ખરાબીયોને દૂર કરી શકે છે. જો આવી જાતિ સત્તા ન હોય તો માત્ર કાયદા અને ધોરણથી એવી ખરાબીયો દૂર કરી શકાતી નથી. આવી સમજથી મેં એ ખાનગી જીંદગીમાં માથું મારવું વ્યાજબી ગણ્યું હતું. મને કોઈ દિવસ એવો પ્રસંગ કે અનુભવ મળેલો નહીં એટલે હું મ્હારી પ્રકૃતિને કાબુમાં રાખી શકયો નહીં અને તે પુરબીયો જખ્મી થવાનું પરિણામ આવ્યું. જો આ પ્રમાણે થયું ન હોત તો તે બાબત આટલું ગંભીર રૂપ પકડત નહીં. હવે તમેજ કહો કે મ્હારૂં એ પગલું તમારી નિગાહમાં કેવું આવે છે ! "

વળી સર્વ બોલી ઉઠે છે " આપે જે કર્યું તે યોગ્યજ કર્યું છે. જો એ પ્રમાણે આપ જોતા જાઓ, તો કાયદા અને ધોરણની લોખંડી એડી તળે જેઓ કચડાતા છુંદાતા જાય છે તેઓને ખરી રાહત મળે."

આણંદરાવ પોતે નવાબ સાહેબની સાથે હોવાની કબુલાત આપે છે, પ્રેક્ષકો તાળીયો વગાડે છે, આણંદરાવ કહે છે—

" આપના જેવા દયાળુ પરોપકારી અને નેક હાકિમ હોય તો તે જે કરે તે યોગ્યજ કરે એમ અમને ખાત્રિ છે. સર્વ અશાંતિ માત્ર વિશ્વાસ અને ગેરસમજુતીના કારણે ઉભી થાય છે. હું પહેલાં રાજાઓની સંસ્થા વિરૂદ્ધ હતો પણ હવે મ્હારો અભિપ્રાય બદલાયો છે. કાંઈ રાજાએ બધા ખરાબ હોતા નથી, તેમને ખરાબ બનાવવામાં આવે છે. જે લોકો રાજાઓમાં દોષ જુવે છે

તેમણે રાજાઓમાં એ દોષ ઉત્પન્ન કરનારાઓમાં જોવો જોઈએ, રાજાઓની આસપાસનું વાતાવરણ લોકોમાંથીજ ઉદ્‌ભવે છે. રાજાઓની હસ્તી એ આપણા દેશની પવિત્ર પુરાણી સંસ્થા છે. માત્ર એ હસ્તી દયાળુ અને પરોપકારી હસ્તિ હોય તો બસ છે. આપે કામદારનુ ભોપાળું નજરો નજર જોવા છતાં આટલો લાંબો વખત જે સંયમ જાળવ્યો તે અમારા ધન્યવાદને પાત્ર છે.”

પ્રજા પોકારનો અધિપતિ ઉભો થાય છે અને કહે છે:—

“મેં જે કાંઈ અત્યાર સુધી હજુરશ્રીના માટે લખ્યું છે તે માટે હું દીલગીર છું. બેશક એ સર્વ અરસપરસના અવિશ્વાસ અને ગેરસમજુતીના કારણથી થાય છે. જો હાકિમો પ્રજાને વિશ્વાસમાં લે તો પછી આવી ગેરસમજુતીયો ઉભી થાય નહી.”

**નવાબ સાહેબ**—“એ હું કબુલ કરૂં છું પણ પ્રજાને વિશ્વાસમાં લેવાનો ચોક્કસ રસ્તો હજુ કયાં યોજાયો છે? જે કાંઈ સુઝાડાય છે તે બધાં અખતરાં છે. પ્રજાને વિશ્વાસમાં લેવી એટલે પ્રજાના થોડા પ્રતિનિધિયોને વિશ્વાસમાં લેવા પણ એથી શું સર્વ રંજાડ અને કનડગતોનો નાશ થઈ જાય છે? શું માત્ર રાજાજ સ્વચ્છંદી અને સ્વાર્થિ હોય છે? શું એ પ્રજાના પ્રતિનિધિયો સ્વાર્થની બાઝી રમતા નથી? × × × × વ્યક્તિગત સ્વાર્થના દિવસો જઇ હવે પોતપોતાના ટોળા પક્ષના સ્વાર્થ સાધવાના દિવસો આવ્યા છે. ચારે તરફ સ્વાર્થનીજ બાઝી રમાય છે. હું ન્હાના શેઠને નિસ્વાર્થિ સમજ્યો, અનુભવે તેમને સ્વાર્થિ સાબિત કીધાં. જો આજનો રાજા નિંદાતો હોય તો આજની પ્રજા પણ કાંઈ વખાણને લાયક નથી. કપટી પ્રજા કપટી રાજાને, જુઠી પ્રજા જુઠા રાજાને, સ્વાર્થિ પ્રજા સ્વાર્થિ રાજાને જન્મ આપે છે. આજકાલ રાજા પ્રજાના રંગમાં રંગાય છે. “યથા રાજા તથા પ્રજા” (જેવો રાજા તેવી પ્રજા)ના દિવસો નથી. હવે તો “યથા પ્રજા તથા રાજા” (જેવી પ્રજા તેવો રાજા)ના દિવસો આવ્યા છે. જુવો! રાજા પહેલાં મુસદ્દી ન હતો. મુસદ્દિ

પ્રજાએ રાજાને મુસદ્દી બનાવ્યો છે. માટે અન્યોઅન્ય પ્રેમ અને વિશ્વાસ કેળવો તોજ રાજા અને પ્રજા બન્નેનું કલ્યાણ થશે."

આણંદરાવ અને બીજાઓ—" અમને આપ ઉપર પુર્ણ વિશ્વાસ છે. આપનો જયજયકાર થાઓ."

કામદાર કહે છે—

"હું નવાબ સાહેબ અને પ્રજા બન્નેની પાસે શિક્ષાની યાચના કરૂં છું. મને મ્હારા કૃત્યોનો પશ્ચાતાપ થાય છે અને હજુ તેનું પ્રાયશ્ચિત માલિકના હાથનો ન્યાય છે."

રાજ્યના બીજા અમલદારો અને નોકરો તો આ કોતૂક જોઇ ધા ખાઈ જાય છે. જેઓમાં સડો હતો તેઓનાં પોતીયાં ઢીલાં થઈ જાય છે.

નવાબ સાહેબ કામદારને કહે છે:—

"તમારા માટે પ્રજા જે કરે તે ખરૂં."

કામદાર સહુને સંબોધી કહે છે:—

"ભાઇયો! હું ખાનદાની છું પણ ભૂલ ખાઈ ગયો. હું મારા કૃત્યો માટે ઘણો શરમીન્દા છું. મને વધારે ઇન્તેંજારીમાં ન રાખો. જે સજા કરવી હોય તે ફરમાવી દો."

પ્રજા તરફથી આણંદરાવ કહે છે—

"એ નવાબ સાહેબના અધિકારની વાત છે, પ્રજાને એમાં કશો સંબંધ નથી."

**નવાબ સાહેબ**—"મ્હારા રાજ્યના અમલદારો અને નોકરો માટે કોઈ પણ માણસ આવી હલકી ચાલનો હોય એ પ્રતિ મને સખ્ત તિરસ્કાર છે, તોપણ મ્હારે કામદારને શું સજા કરવી એ મને સુઝતું નથી. ખરૂં પુછો તો એને સજા કરતાં મને શરમ આવે છે. હાલ તો હું એને મારી નોકરીમાંથી બાતલ કરૂં છું પણ હવે આયંદા એ કોઈ પણ રાજ્યનો અમલદાર અગર નોકર એવી હલકી ચાલનો અગર રૈયતને પીડનારો માલુમ પડશે તો તેને સખતમાં સખત સજા કરવામાં આવશે."

કામદાર—"હું આપ નામદારનો એહસાન માનું છું. આપે મને ઘણી થોડી સજા કીધી છે. હવે હું મ્હારૂં કાળું મોહું લઇ જંગલ વસાવીશ. ભક્તિ કરીશ અને મ્હારા પાપોનું પ્રાયશ્ચિત કરીશ."

નવાબ સાહેબ—"તમને ખરો પશ્ચાતાપ થયો છે એ જોઇ હું ખુશ થાઉં છું. હું તમારા કુટુંબના નિર્વાહ અર્થે પેન્શન કરી આપું છું."

સહુ એક અવાજે પોકારે છે. "ધન્ય છે, ધન્ય છે, નવાબ અને હાકિમ હોતો આપના જેવા હો. બોલો સહુ નવાબ સાહેબની જય."

સારબાદ નવાબ સાહેબ પરલોકવાશી નગરશેઠના બાળવય પુત્રને નગર શેઠાઇની પાઘડી બંધાવે છે એથી સર્વ પ્રજા ઘણી ખુશ થાય છે. આણંદરાવને જાગીરની સાથે મોઈનુલ દવલત (રાજ્યનો મદદગાર)નો ખિતાબ આપવામાં આવે છે. પેલા જખ્મી થએલા પુરબીયાને રૂપીઆ એક હજાર રોકડાનું ઇનામ આપવામાં આવે છે અને જીંદગી પર્યંત માસીક રૂપીયા પચીસનું પેનશન બાંધી દેવામાં આવે છે. નાટક પુરૂં કરવામાં આવે છે. નવાબ સાહેબને પોતા અને રૈયત વચ્ચે પ્રેમ અને વિશ્વાસ સ્થાપન કરાવવાની જે ઇચ્છા હતી તે સ્થાપન થઇ જાય છે. પ્રેક્ષકો નવાબ સાહેબની જય બોલતાં વિખરાઈ જાય છે અને આપણી કથાનો અંત આવે છે.



# વાંચવા લાયક નૉવેલો

નીચે લખેલી વાર્તાઓ ખાસ વાંચવા લાયક છે અને તે દરેકે દરેક ઇસ્લામી કુટુંબમાં રાખવા લાયક છે, બાળકો અને સ્ત્રીઓ પણ વાંચી શકે છે.

**નિઝામી વાર્તાઓ**— મી. કુરેશીની અતી દિલચસ્પ પચીસ ટુંકી વાર્તાઓનો સંગ્રહ: દરેકે દરેક વાર્તા વાંચવા લાયક છે, એમાં સંસારિક, ધાર્મિક, નૈતિક અને ઐતિહાસિક વાર્તાઓ મળી કુલ પચીસ વાર્તાઓ પાકા પુંઠા ને સોનેરી નામના પુસ્તકની કીંમત અઢી રૂપીઆ.

**સમીયા**—આ વાર્તા પણ મી. કુરેશીની છે, બની ઉમય્યા વંશના સમયની ઐતિહાસિક ઘટના છે, હજ્જાજ બિન યુસુફના ઝુલ્મો અને કા'બતુલ્લાહનો બચાવ તથા સમીયાનો પ્રેમ ખાસ વાંચવા લાયક છે, એક વખત વાંચવી શરૂ કરતાં પુરી કર્યા વગર ચેન નહીં પડે. પાકા પુંઠા ને સોનેરી નામના પુસ્તકની કીંમત બે રૂપીઆ.

**અરમાનુસા ભા. ૧-૨** હઝરત ઉમર રદી૦ ના સમયની ઐતિહાસિક વાર્તા ભારે દીલચસ્પ છે. મીસર કેવી રીતે ફતેહ થયું તેનો ઇતિહાસ વાર્તા રૂપે લખવામાં આવ્યો છે, ભાગ પહેલો દોઢ રૂપીઓ ભાગ બીજો બે રૂપીઆ.

**ઈરાનની અપસરા**—આ પણ ઐતિહાસિક વાર્તા છે વાંચવી શરૂ કરતાં પુરી કર્યા વગર ચેન નહીં પડે. કીંમત રૂ. ૧-૮-૦

**ગવહરજાન અથવા અક્લબેલીનાર**—મી. કુરેશીની આ ભારે પ્રખ્યાત થએલી દીલચસ્પ અને નૈતિક વાર્તા જો મંગાવીને ન વાંચી હોય તો તરતજ મંગાવી લેજો, કેમકે હવે

થોડીજ નકલો સીલીકમાં છે. અત્યાર આગમચ આ વા
ભારે લોકપ્રિયતા મેળવી લીધી છે. એમાં એક ગુણિ
પોતાના મુખે વાર્તા રૂપે પોતાની જીવન કથા લખેલી
ખાસ કરી નવયુવાનો અને તેમાંએ ગુણીકાના ૧
પડેલાઓ માટે તો આ વાર્તા શિક્ષકનીજ ગરજ સારી
છંદમાંથી ઉગારી લે છે, ગુણિકાઓના છળકપટનો પુરો
આલેખવામાં આવેલો હોવાથી એકજ વખતે વાંચી
તેમના ફંદે ફસાઇને ખુવાર થતો નથી. કીંમત રૂાં. ૧–

**જંગે ઓહદ**—ઇસ્લામી તવારીખમાં પ્રખ્યાત
ઓહદની લડાઇનું વાર્તા રૂપે વર્ણન. કીંમત દસ આના.

**દુઃખી ફીરોઝ**—એક નિરાધાર યુવાન ચઢતી પડતીમાંથી
કેવી રીતે પસાર થાય છે તેનો આબેહુબ ચિતાર.
કીંમત દસ આના.

**અણધારી આફત**—છુપી પોલીસને લગતી અતી
ખેંચાણ કારક વાર્તા કીંમત દસ આના.

**જુવાની દીવાની**—નાટકનો છંદ અણુસમજુ ખાનદાની
જુવાનોને કેવા પરીણામે પહોંચાડે છે તેનો જીવતો જાગતો
ચિતાર, એકટ્રેસો પાછળ ગાંડા બનેલાઓ માટે લાભનું.
કીંમત આઠ આના.

**દુશમને કમાલ**—(સચિત્ર) એક હીંદી જાસુસ ગાઝી
મુસ્તુફા કમાલ પાશાનો જીવ લેવા તુરકી પહોંચ્યો અને ત્યાં
જઇને કેવી રીતે પકડાઇને ફાંસીને માંચડે ચઢી ગયો તેનું
દીલચસ્પ વાર્તા રૂપે વર્ણન. કમાલી ચળવળના ભેદ ભરમો
અને તુરકી બાળાનો સ્વદેશ પ્રેમ ખાસ વાંચવા લાયક છે.

**અમીર હસન નિઝામી**
પાંચપટી અમદાવાદ.